ગાંડીવ કુમારમાળા

પુષ્પ : : ૧૬ મું

# શિકારિકા

## (ભાગ ત્રીજો)

વિલિયમ ચાર્લ્સ બાલ્ડવીન સાહેબ-
ની આફ્રિકન પ્રવાસની નોંધપોથી

અનુવાદક
બાળકૃષ્ણ ચૂનીલાલ જોશી

પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર
હવાડિયો ચકલો
સુરત

મુદ્રકઃ પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત.




આવૃત્તિ પહેલી
સં. ૧૯૯૬
સને ૧૯૪૦
કિંમતઃ ૦-૧૨-૦

કુમારમાળામાં સામાન્ય રીતે એવી પદ્ધતિ રાખી છે, કે કલ્પિત વાર્તાઓ તેમજ સાચા શૂરાતની અનુભવોની સપ્રમાણ ફૂલ-ગૂંથણી કરવી. એ રીતે ગોરીલાનો પ્રેમ, શિકારિકાના આગલા બે ભાગો ને જોતીઓ સરદાર જેવાં, સાચ્ચો શૂરાતની ઇતિહાસ રજુ કરતાં પુસ્તકો અત્યાર સુધીમાં અપાઇ ગયાં છે અને વળી આ શિકારિકાનો ત્રીજો ભાગ ઉમેરાય છે.

આ ચોપડી એક શિકારીની–જીવસટોસટના સાહસો ખેડનાર નરમદની નોંધપોથી છે, અને તે દૃષ્ટિએ તે કદાચ લખાવટમાં સહેજ કરગરી, ખરબચડી માલૂમ પડશે. પણ એની પાછળ સચ્ચાઈની જે ભૂમિકા છે તેને કળાનો ઓપ આપીને બગાડવાનો કશો અર્થ હતો નહિ. એટલે બાલ્ડવીન સાહેબની આ રોજ-

નીશીને જેમની તેમ છાપી છે. લાગે છે કે એની સચ્ચાઇ વધારે પ્રેરણારૂપ નીવડશે.

ગુજરાતનાં બાળકોને આ ચોપડી સાહસપ્રેમી કરે એવી વાંછના સાથે આ તેમને અર્પણ કરૂં છું.

ન. વી.



## પ્રકરણ : ૧લું

### મારૂં બાળપણ : શિકારયાત્રા
### અનેક આફતો : મગરના મુખમાં

મારી આ આફ્રિકાની શિકારયાત્રા અને પ્રવાસનો હેવાલ આમ કોઈક દિવસે છપાઈને બહાર પડશે એવી મારા મનમાં કદિ કલ્પના પણ આવેલી નહિ! આફ્રિકાનાં ઘોર જંગલોમાં અને સૂકાં રણવગડામાં ભમતો હતો, ત્યાં લખવાનાં સાધનો પણ પૂરાં કયાંથી મળી શકે? એટલે જે કાંઇ લખ્યું છે તે પણ વિચિત્ર રીતે–કદિ ઝાડને છાંયડે બેસીને, કદિ બળદગાડામાં બેઠાં બેઠાં, તો કદિ સીદી લોકોના ગામડામાં, અંધારાં ઝૂંપડાં અગર કોઢિયા ઘરમાં બેસીને લખ્યું છે! ને લખવાનાં સાધનો પણ કેવાં વિચિત્ર! કદિ શાહીકલમે લખી કાઢેલું, કદિ પેન્સિલે ચીતરેલું, તો કદિ વળી કોલસા વડે ઘસડી કાઢેલું! એ પ્રમાણે મારા જીવનનો અનેક આફતોથી ભરેલો હેવાલ જ્યારે અને જ્યાં જે હાથમાં આવ્યું તે વડે લખ્યો છે, એટલે એમાંથી વાંચકને સાહિત્યની સરલ મીઠી ભાષા કે મનોરંજક વર્ણનો

નહિ મળે. એમાંથી તો માત્ર એક નીડર સાહસપ્રેમીની સાહસિકતાનો પરિચય મળશે !

હવે, આફ્રિકાના ભયંકર રણવગડાઓમાં, હું શા માટે શિકાર કરવા નીકળેલો તેનો હેવાલ આપતાં, પહેલાં મારા બાળપણ સંબંધી કેટલીક હકીકત કહેવી જરૂરી છે. એટલે આ સ્થળે તે સંબંધી થોડીક વાતો જણાવી દઉં.

મને નાનપણથી જ ભણવાગણવા પર ચિત્ત ઓછું. કૂતરાં પાળવાની, ને ઘોડાં ખેલવવાની મને બહુ મજા પડે. મારી ઉંમર તે વખતે ફક્ત છ જ વરસની હતી. પણ એટલી નાની ઉંમરમાંયે એક નાના ટટ્ટુ પર બેસી અઠવાડિયે બે વાર તો શિકારે નીકળ્યા વિના મને ચાલેજ નહિ !

એક દહાડો ગામના જમીનદારસાહેબ મારે ત્યાં આવી પડયા; ને તેમણે મારી આવી રખડપટ્ટી જોઇને મારા બાપાને કહ્યું: "આટલી નાની ઉંમરથી છોકરાને આમ રખડવા દો છો, તે બરાબર નથી કરતા. એને નિશાળે મોકલો ને!"

બાપાને પણ આ સલાહ એકદમ ગળે ઊતરી ગઈ ને બીજે જ દિવસે તેમણે મને નિશાળે બેસાડયો. બીજા છોકરાઓની પેઠે હું પણ સ્લેટદફ્તર બગલમાં મારી નિશાળે જવા મંડયો. પણ જેનું ચિત્ત જ ભણવા પર ન હોય તે શું ભણે ? મારી પણ એવી જ દશા હતી. કેટલાંક વરસ પછી હું નિશાળેથી ઊઠી ગયો, ને છેવટે મારે માટે બાપુએ એક સરસ વેપારી પેઢીમાં નોકરી શોધી કાઢી. મને પણ એ કામ કાંઇ કઠણ ન લાગ્યું. પરંતુ કઠણ ન લાગ્યું તેનું એક કારણ હતું. અમારી ઓફિસને દુનીઆના અનેક દેશના લોકો સાથે લેવડદેવડ હતી; એટલે દેશપરદેશના ખબરઅંતર અહીં મને મળ્યા કરતા. અને પછી તો મારો દૃઢ નિશ્ચય થઈ

ગયો કે બસ, વતન છોડી કોઈક અજાણ્યા મુલક તરફ નીકળી જ પડવું. સાચું કહેવડાવો, તો તે વખતે મારા હંમેશના સોબતીમાં મારો કૂતરો (બુલટેરિયર), એક ઘોડો, એક નાની હોડી અને બંદૂક એટલાં વાનાં હતાં. રજા પડી કે આપણે તો ઘોડે બેસી કૂતરા સાથે નીકળ્યા જ છીએ ! ને તે ક્યાં ? શિકાર કરવા લાયક જાનવરો હોય તે તરફ ! ઘરની આજુબાજુ, મારા શહેરની નજીકમાં એવી કોઈ પણ જગ્યા નહિ હોય કે જ્યાં શિકાર કરવા હું ન રખડી આવ્યો હોઉં !

અમારી ઑફિસમાં, મારી સાથે, મારાથી નાની ઉમરનો એક જુવાન નોકરી કરતો હતો. તેની પાસે હિસાબકિતાબના કાગળપત્રોની મેળવણી કરવા જવાનું થતાં અમે દેશ પરદેશની વાતો કરતા. તે પણ મારા સહવાસમાં આવતાં દેશ છોડી પરદેશ નીકળી પડવા લલચાયો. પાછળથી કેટલાંક કારણે તેને પોતાના નિશ્ચયમાંથી ડગવું પડ્યું, ને મેં પાછું થોડા દિવસ વેપારીની પેઢીમાં જ ગાડું ગબડાવ્યું; પણ આ મુદ્દત દરમ્યાન હું આફ્રિકાને લગનાં ઘણાં પુસ્તકો વાંચતો, જાતજાતની વાતો સાંભળતો, અને એ બધાં પુસ્તકો વાંચતાં વાંચતાં દેશદેશની વિચિત્ર કહાણીઓનાં ચિત્રો જાણે મારી નજર આગળ તરી આવતાં. છતાં હજી ક્યાં અને કયા દેશ તરફ જવું તેનું કાંઈ નક્કી ન હતું !

આવી મનોદશામાં મેં કેટલાક દિવસ ખેતીવાડીના કામમાં ચિત્ત પરોવ્યું. સ્કૉટલૅંડની પશ્ચિમ બાજુએ ડુંગરાળ પ્રદેશમાં લગભગ તેર ચોરસ માઈલ જેટલી ખેતીવાડી મેં ઝમાવી. મારા ખેતરની આજુબાજુનો દેખાવ બહુ મનોહર હતો. પહાડ, સરોવર, તળાવડાં, લીલોતરી–વગેરેથી એ સ્થળ બહુ અદ્ભુત લાગતું હતું. આ પ્રદેશ તે વખતે શિકારથી

પણ ભરચક હતો. હરણોનાં ટોળેટોળાં અને બીજાં પણ જાતજાતનાં પ્રાણીઓ શિકાર માટે મળી આવતાં. એટલે, અહીં ખેતીવાડી ચલાવતાં પણ, મારા દિવસો બહુ મજામાં પસાર થતા હતા. અને ખરેખર, અત્યારે એમ થાય છે કે જીંદગીમાં જાણે એવા સુખી દિવસો કદિ આવે જ નહિ! પરંતુ આ ખેતીવાડીના ધંધામાં મને જોઇએ તેટલો લાભ થયો નહિ. ને થાય પણ ક્યાંથી? એ તરફ મારૂં પૂરતું લક્ષ જ નહિ એટલે? આખો દિવસ ઘોડે બેસી કૂતરાને સાથે લઇ શિકાર પાછળ ભમ્યા કરૂં. પછી ખેતીવાડીની દરકાર જ કોણ રાખે.. માણસ ગમે તે ધંધોરોજગાર કરે—પણ તેમાં તેનો જીવ ન ચોંટે તો તેને લાભ ક્યાંથી થાય?

આથી ખેતરો, ઘર, મકાન, ઢોરઢાંખર બધું વેચીસાટી મેં રોકડ રકમ કરી લીધી અને કેનેડા કે પશ્ચિમ ભાગમાં ક્યાંક જઇને વસવાનો નિશ્ચય કરી દીધો. તત્કાળ મારો બરોબરીઓ એક જુવાન પણ મારી સાથે આવવા તૈયાર થઈ ગયો.

મારી ખેતીવાડીની નજીક આવેલા એક ગામમાં કોઇ માલદાર શેઠીઓ રહેતો હશે, તેના બે જુવાન છોકરાઓએ મને કહ્યું કે: "અમે આફ્રિકા—નાતાલ જઇએ છીએ, તમે યે ચાલો ને?"

મને તો તેમનું કહેવું તરત જ ગમી ગયું. હું જવા તૈયાર થઇ ગયો. સાથે ઝાઝો સામાન લઇ જવાની તો જરૂર ન હતી. એટલે બંદૂક, રાઇફલ, ઘોડાનું જીન વિ. જેવી ખાસ ખપજોગી વસ્તુઓ જ લઈ લીધી; વધારામાં કાંઇ લીધું હોય તો તે સાત શિકારી કૂતરાં (ગ્રેહાઉન્ડ).

ઇ. સ. ૧૮૫૧ના ડીસેંબરમાં અમે નાતાલ પહોંચ્યા. પણ તે પ્રવાસમાં ત્રણ માસથી વધારે વખત તો ન લાગ્યો. પણ જે

શિકારી કૂતરા અમે ભારે કાળજીથી સાથે લઇ આવ્યા હતા, તે એકેએક વરસમાં જ, ઉનાળાનો સખત તાપ ન વેઠાવાથી મરણ પામ્યા. માત્ર છેક નાનું એક કુરકુરિયું એ દેશનાં ગરમ હવાપાણી સામે ટક્કર ઝીલી લાંબો વખત જીવી શક્યું ખરૂં!

અમે નાતાલ બંદરે આવ્યા તે વખતે નજીકમાં જ મિ. વ્હાઇટ નામે એક શિકારી રહેતા હતા. તે દેશના લોકોએ એમનું નામ **એલીફંટ** વ્હાઇટ અગર **હાથીમાર વ્હાઇટ** સાહેબ પાડયું હતું. તેમની સાથે અમારો મેળાપ થયો. તેમની ઉંમર પાકટ હતી. એટલે અત્યારે તેમનામાં જુવાનીનો જોશ અને શિકારની ધગશ કે ઉત્સાહ રહ્યાં ન હતાં, તેમ છતાં તેમનો શિકારનો છંદ પૂરેપૂરો ગયો ન હતો. હજી યે ઘણી વાર તે શિકારે જતા. એ સાહેબ આ દેશમાં આવ્યા તે વખતે અહીં અસંખ્ય હાથી હતા, પણ ધીમે ધીમે બધું ઓછું થઇ ગયું, ને વ્હાઇટ સાહેબે પણ પછી પુષ્કળ જમીન ખરીદી મોટી જાગીર જમાવી દીધી. પણ તે બધી વાત પછીથી.

અહીં આવ્યાને થોડાક દિવસ વીત્યા બાદ અમને ખબર પડી કે વ્હાઇટ સાહેબ શિકાર કરવા સેંટ લુશિયા જતા હતા. આથી તેમના પરિચયમાં આવતાં હું પણ તેમનો સંગાથ કરવા તલપાપડ થઇ ગયો. મારી સાથેના શિકારી કૂતરાઓ જોઈ તે બહુ રાજીરાજી થઇ ગયા. પછી થોડા જ વખતમાં અમે ઉપડ્યા. કેટલાંક ગાડાંમાં સરસામાન ભર્યો. સાથે એક નાની સરખી હોડી પણ લીધી. ગાડામાં તંબૂ ને ઘરખટલાનો સામાન પુષ્કળ પ્રમાણમાં હતાં; પણ રાત કેવી રીતે કાઢીશું તેનો જરાયે વિચાર નહોતો કર્યો. મારૂં હૃદય અને મન તો એટલાં

ઉત્સાહથી ભરપૂર હતાં કે તે વખતે જો કોઇ કહેત કે તારે દસ હાથ નીચે ભોંયમાં ઉતરવું પડશે તો તેમ કરવા પણ હું ખુશીથી તૈયાર થઇ જાત.

આ પ્રવાસ દરમ્યાન અમે કેટલાક જળહાથીનો શિકાર કર્યો. આ દેશના લોકો જળહાથી (Hippopotamus) ને દરિયાઇ ગાય (Sea cow) કહે છે.

હવે આ પહેલી શિકારયાત્રા સંબંધી મારી ડાયરી અગર રોજનીશી હું જેવી ને તેવીજ અહીં ઉતારૂં છું:

અમે નાતાલ પહોંચ્યા પછી ત્રણેક અઠવાડીઆ બાદ મારા દેશના જ સાત માણસો, કેટલાક સીદી ભોમીઆઓ અને ત્રણ ગાડીઓ ભરી અમારે જોઇતો સરસામાન લઇ અમે સેંટ-લુશિયા તરફ કૂચ કરી. પાછળથી બીજા પણ બે ગોરા સાહેબોનો અમારે સંગાથ થયો.

અહા ! અહીં અમને કેવું કેવું દુઃખ પડયું હતું ! જીંદગીમાં તે કદિ ભૂલાય એમ નથી ! શિયાળાનો દિવસ, ટાઢ કહે મારૂં કામ. તેમાં ધોધમાર વરસાદ, ગાડીમાં સુવાની જગ્યા મળે નહિ ! જેમતેમ ગાડીની નીચે સામાન ગોઠવી, કામળા ધાબળા પાથરી સૂઇ શકતા. અમારા સીદી ભોમીઆ તો પલળીને લદબદ થઈ જવા છતાં, કૂતરાંની માફક ટુંટીઆ વાળી જ્યાં ફાવે ત્યાં, કાદવકીચડવાળી જમીન પર, ભરવરસાદમાં પણ આરામથી ઊંઘતા. બહુ અજબ માણસો !

## ૭મી જાન્યુઆરી (ઇ. સ. ૧૮૫૨):

આજે અમારા સંઘમાંથી એક જણુ એક જળહાથીના બચ્ચાનો શિકાર કરી લાવ્યો. એ પ્રાણીનું માંસ બહુ સ્વાદિષ્ટ ગણાય છે. અમે પેટ ભરીને જમ્યા.

## ૧૨મી જાન્યુઆરી :

સવારમાં અમે રસ્તે ચાલ્યા જતા હતા. ગાડી અને માણુસો પાછળ પાછળ આવતાં હતાં. એવામાં ઓચિંતી એક આફત સામે આવતાં જ અમે ભયભીત થઈ ગયા! કેવી ભયકંર આફત! સૌ વહેલાવહેલા ગાડીની અંદરથી રાઈફલ, બંદૂક અને ગોળીઓ ભેગાં કરવા મંડી પડયા.

મિ. વ્હાઇટ સાહેબ પણ અઠ્ઠલ શિકારી હતા અને આ પ્રદેશમાં રહેવાથી પૂરેપૂરા ભોમીઆ થઇ ગયા હતા, તેથી કયારે કયી આફત આવી પડશે તે વિચારી તે માટે તે હંમેશાં તૈયાર જ રહેતા. એટલે અમે ચારે શિકારીઓ ઉતાવળે પગલે, ખભે બંદૂક મૂકી આફતા તરફ વળ્યા. જંગલની બહાર, વિસ્તૃત પ્રદેશમાં થઇને, તે પ્રચંડ હાથી મનમોજથી ચાલ્યો જતો હતો. આકાશમાં વાદળાં ચઢી આવ્યાં હતાં. પવન પણ જોશથી ફુંકાતો હતો અને કદાચ એને જ લીધે હાથીસાહેબ અમારો પગરવ સાંભળી શકતા નહિ હોય! અમે હાથીની લગોલગ પહોંચી જઈ વીસેક વાર છેટેથી બધાએ એકીસાથે નિશાન માંડી ગોળીબાર કર્યો. ગોળી ખાતાં જ હાથી ભયંકર ચીસ પાડી રોકાઇને ઉભો રહ્યો, તેવી જ વ્હાઇટ સાહેબે તેના ખભા સામે નિશાન તાકી બીજી એક ગોળી છોડી. હાથી પાછો બીજી એક ભયંકર ચીસ પાડી હાંફતો હાંફતો દોડવા લાગ્યો. ગુડુમ, ગુડુમ, ગુડુમ-પાછી એકીસાથે અમે ચાર જણે તેના પર ગોળીઓ છોડી. બસ, ખલાસ! હાથીનામાં એક પગલું પણ આગળ ચાલવાની શક્તિ રહી નહિ. તેનું પ્રાણ વિનાનું રાવણરૂપ પ્રચંડ શરીર એક છેલ્લી ત્રાડ મારી ભોંય પર પડી ગયું! અમે ભારે આનંદથી

મરેલા હાથીની પાસે ગયા. સીદીઓ તો હર્ષથી ચીસો પાડી નાચવા લાગ્યા. કેમકે હાથીનું માંસ તે એ લોકોનું ભાવતું ભોજન હતું !

આખો દિવસ શિકારની પાછળ દોડાદોડ કરીને અમે થાકી ગયા હતા, એટલે થોડી જ વારમાં અમે તો ઊંઘી ગયા.

## ૧૪મી જાન્યુઆરી :

આજે સવારમાં અમે હંસના શિકારે નીકળ્યા. પ્રસિલિની નદીમાં પાણી ચડયાં હતાં, તેથી અમારી સામેનાં ગાડાં નદીને કિનારે અટકી ગયાં. કેમકે પાણી ઉતરી ગયા વિના પાર જવાનો બીજો રસ્તો જ નહોતો; પરંતુ આ તરફ કાંઠા પર અમને ઘણો શિકાર મળી ગયો. જંગલી મરઘાં શુમાર વિનાનાં, તે ઉપરાંત હંસ વગેરે આ દેશનાં જાતજાતનાં અનેક જળચર પક્ષીઓનો અમે શિકાર કર્યો. તેમાંનાં કેટલાંકનાં તો હું નામ પણ જાણતો નથી. પછી અમારાથી ઉંચકાય તેટલો શિકાર કમ્મરે બાંધી લઈ અમે મુકામ પર ગયા. સાંજ પડવા આવી હતી. નદીનું પાણી પણ ઓછું થઇ ગયું હતું. ગાડાં એક પછી એક નદીને સામે પાર જવાની તૈયારી કરવા લાગ્યાં. હું સહેજ પાણીમાં ઉતર્યો તો એક જગ્યાએ બહુ આછું પાણી લાગ્યું એટલે તે રસ્તે જ નદી ઉતરવા મેં પ્રયત્ન કર્યો, પણ શિકાર કરતી વખતે નદીના જળમાં ઘણા મગર જોવામાં આવેલા તે વાત હું ભૂલી ગયો !

લગભગ ત્રીજા ભાગની નદી ઉતર્યો પછી એક બહુ જ ઓછા પાણીવાળી અને લીલા ઘાસવાળી જગ્યા જોવામાં આવી. પાણીથી એ જમીન બે ત્રણ હાથથી વધારે ઉંચી ન હતી. પણ એની જ સામે નદીનું પાણી જેટલું ઊંડું, તેટલો

પટ પણ વિશાળ હતો. ત્યાં આગળ નદી લગભગ સાઠ હાથ પહોળી હતી. મારી સાથે મારી બંદૂક, શિકારનાં સાધન અને શિકાર કરી આણેલાં કેટલાંક પક્ષીઓ હતાં. ઉપરાંત એક જોડી શિકારે જવાના બૂટ હતા. શરીરે ઝીણી ફલાલીનનું પહેરણ ને માથે હેટ–એ સિવાય બીજું વજનદાર કાંઈ મળે નહિ!

મેં ધારેલું કે આટલો હળવો બોજો લઇને સહેજમાં નદી ઉતરી જવાશે; એટલે પાણીમાં તો ઉતર્યો; પણ થોડેક ગયા પછી જોયું તો એક જબ્બરદસ્ત મગર ડોકું ઉંચું કરી એક મોટો હોકારો કરતો પાણી ઉછાળતો ઉછાળતો મારા તરફ ધસી આવતો હતો. હું તો જીવ લઇને ઝટપટ પાછો હઠયો. અને જેમતેમ ઘાસના છોડવા પકડી કિનારા પર ચડી ગયો છતાં જીવ બચાવવા જતાં બંદૂકનું તો પાણીમાં વિસર્જન કરવું પડયું. કિનારે જઇ શ્વાસ છોડયો ને મનમાં થયું કે હાશ, બચ્યા તો ખરા! પણ વળી વિચાર આવ્યો કે જો મગરના તરફ નજર ન ગઇ હોત તો મારી આફ્રિકાની શિકારયાત્રા અહીં જ સમાપ્ત થઈ જવાની હતી! ખેર, આમ ને આમ હું ઘણી વાર બેસી રહ્યો. પછી, ધીમે ધીમે, નદીનું પાણી ઉતરી છેક ઘુંટણપુર થઇ ગયું એટલે નદીપાર ઉતર્યો.

બીજે દિવસે બધા ય મિત્ર મળી બંદૂકની શોધ કરી પણ તે તો ન જ જડી.

આ વખતે અમારી ટોળીના બે ભાગ પડી ગયા. એક ટુકડી સેંટ લુશિયાના રસ્તે જળહાથીનો શિકાર કરવા ઉપડી ગઇ ને બીજી ટુકડી બીજી બાજુએ નીકળી. અમે ઇન્સેલિન નદીને કાંઠે પડાવ નાખ્યો હતો. અહીં મચ્છરનો એટલો ત્રાસ હતો કે આખી રાતમાં એક મિનિટ પણ ઊંઘાયું નહિ!



જેમતેમ ઘાસના છોડવા પકડી કિનારા પર ચઢી ગયો!

પૈસા કમાવા માટે આ દેશના લોકો સાથે હું થોડો ઘણો વેપાર પણ કરતો. સીદી લોકો પાસેથી બે કોદાળાના બદલામાં એક સાંઢ મળ્યો. આફ્રિકાના સાંઢ બહુ કામમાં આવે છે. એના પર ઘોડાની માફક સવારી કરી અહીંના લોકો અવરજવર કરે છે! તે મુજબ હું પણ ઘણી વાર સાંઢ પર સવારી કરતો.

## ૧૮મી જાન્યુઆરી :

લગભગ વીસ માઇલ દૂર ચાલ્યા પછી બીજી એક નાની નદીના કાંઠે અમે રાત વીતાવી.

ઇન્સેલિન નદીના કિનારે મચ્છરનો ત્રાસ હોવા સંબંધી મેં વાત કરી હતી ! પણ અહીં આવ્યા તો વળી તેનો વધારે જ ઉપદ્રવ હતો. રાત્રે છાણાંની ધૂણી કરી ને અમે જેમતેમ મચ્છરના ત્રાસથી બચવા પ્રયત્ન કર્યો.

બીજે દિવસે લગભગ બાર માઇલ દૂર આવેલા એક સીદીઓના ગામે અમે આવી પહોંચ્યા. અત્યારે અમારી ટોળીમાં માત્ર ત્રણ જણ જ હતા. પણ રસ્તો સારો–ચાલી શકાય એવો હતો. બહુ જંગલઝાડી ન હતાં. પહાડનો રસ્તો પણ ઘણો ખરો સપાટ હતો; ને ઉપર ઝાડપાન અને વેલાઓ ભરચક હોવાથી દૂરથી પહાડ લીલોછમ લાગતો હતો !

આ ગામના સીદી સરદારે અમારી ઘણી સારી ખાતર-બરદાસ કરી. શિકાર પણ પુષ્કળ મળી ગયો. ગામ એક નાના ડુંગર પર આવેલું હોવાથી આજુબાજુનું સૌન્દર્ય બહુ મનોહર લાગતું હતું. વળી મચ્છરનો ઉપદ્રવ પણ ઝાઝો ન હતો. પરંતુ એક વાતનો મોટો ભય હતો ! પહાડની પશ્ચિમ બાજુનો ભાગ ઘોર જંગલથી ભરપૂર હોવાથી એ ભયંકર જંગલમાં પાડા, હાથી વગેરે અનેક ભયાનક પ્રાણીઓ રહેતાં હતાં. અમે અહીં આવતાં વારને જ સીદીઓએ અમને એ વધામણીની વાત કહી સંભળાવી. તેથી અમે આખી રાત ચોતરફ તાપણાં સળગાવી સૂઇ રહ્યા.

આ ગામમાં અમે આવ્યા તે વખતે અમારા મિત્રો બીજી બાજુએ શિકાર કરવા નીકળી પડયા હતા. તેઓ પહા-

ડની નીચલી બાજુએ જે નાની નદી વાંકાચુંકા માર્ગમાં થઇને વહી રહી હતી તેને કિનારે કિનારે શિકાર કરતા.

અમને પણ આ શિકારમાંથી ખાવાની વાનગીઓ જાત-જાતની મળી. જંગલી મરઘાં, હંસ અને બીજાં અનેક સરસ પક્ષીઓનો તેઓ શિકાર કરી લાવ્યા. આમ દિવસો ઘણા આરામમાં પસાર થતા હતા.

પણ હું શું કરતો હતો, જાણો છો? હું પણ દરરોજ સવારમાં સીદીઓની સાથે શિકારની શોધમાં નીકળી પડતો. મને એ લોકોની બોલીમાં જરાય સમજણ પડતી નહિ, છતાં તેમના ઇશારા પ્રમાણે હું તેમની પાછળ પાછળ જતો.

એક દિવસે એવું બન્યું કે મારી સાથે મિ. ગિબ્સન પણ હતા. કેટલેક દૂર ચાલ્યા પછી એક સીદીએ અમને કાંટાઝાંખ-રાના ઓથામાં છાનામાના બેસી રહેવા ઇશારત કરી; ત્યાંથી થોડેક છેટે એક વિશાળ જળાશય હતું. મોટી નદી કહીએ તો પણ ચાલે.

સ્થાન ઘણું રમણીય હતું. પાસેની જમીન ઘેરાલીલા ઘાસથી ભરચક હતી. સુંદર, મીઠો, મધુરો પવન વાતો હતો. તેથી અમને સહેજ ઊંઘ આવી ગઇ. સીદીઓ તો અમને ત્યાં મૂકીને જ કોણ જાણે કયારે ચાલ્યા ગયા હતા! અચાનક હું મિ. ગિબ્સનની કારમી ચીસ સાંભળી જાગી ઉઠયો. તેમણે ઝટ પટ પહાડ સામે આંગળી કરી મને પૂછ્યું: "જોયું?—"

મેં આંખો ચોળી નજર કરી તો એક જંગલી પાડો પહાડ પરથી અમારા તરફ ધસ્યો આવતો હતો. તેણે બાઓ-ચીઆ આગળ આવી એવો તો જોરથી ભૂસ્કો માર્યો કે મારા માથા પરથી જળાશયના કિનારા પર ઘણું પાણી ઉડયું. પણ હું ઝાઝું ગભરાયો નહિ. તત્કાળ પાડા તરફ નિશાન તાકી

મેં એક ગોળી છોડી. બસ, ખલ્લાસ! એક જ ગોળીમાં સાફ! મારી બંદૂકનો અવાજ સાંભળી, સીદીઓ હુલામો કરી ગામમાંથી દોડી આવ્યા. તેમના આનંદનો કાંઈ પાર ન હતો.

અહીં એક વાત કહેવી ઠીક પડશે કે આ ભયંકર જંગલી પાડાને મારીને મને તો કાંઈ પણ આનંદ ન થયો. કેમકે મેં એના માટે જરાય તૈયારી કરી ન હતી. એ તો રામ આશરે મરાઈ ગયો. બીજું પાડા પર નિશાન બરાબર લાગ્યું નહોત તો મારો જાન બચવો મુશ્કેલ હતો. એટલે અમે તો મરતા બચ્યા, તેથી પ્રભુનો જ મોટો પાડ માન્યો.

અહીં હવે અમે વધુ દિવસ ન રહેતાં સેન્ટ લુઈ નદીને કિનારે ચાલવા માંડયું. આ પ્રદેશના સીદીઓ પણ કાંઈ ગરીબ નથી. અહીં એ લોકો ખેતીવાડી કરી જાતજાતનાં ધાન્ય પકવે છે. તેમજ માછલાં, માંસ પણ પુષ્કળ મળે છે. નદીના પાણીમાંથી માછલાં પકડે ને જળહાથીનો શિકાર કરી લાવે.

આ ભાગમાં જંગલો ભરચક છે. સિંહ અને હરણાં દરરોજ રાતને વખતે ટોળાબંધ ફરવા નીકળે છે. વરસાદ પણ આ ભાગમાં પુષ્કળ થાય છે એટલે ખેતી સરસ પાકે છે.

સેંટ લુઇ નદીની ઊંડાઇ બધે એક સરખી નથી. કોઈક ઠેકાણે ઘણું ઉંડું પાણી હોય છે તો કોઇ ઠેકાણે બીલકુલ ઓછું. છતાં અહીં જળહાથીની સંખ્યા પુષ્કળ છે. ને મગર તો એટલા, કે ગણ્યા ગણાય નહિ!

એક દિવસે અમે એક ભયંકર આફતમાં આવી પડેલા. એક પનાઈ (નાની હોડી)માં બેસી અમે નદી ઉતરતા હતા, એવામાં એક જળહાથીનું બચ્ચું જોવામાં આવ્યુ. તેના પર નિશાન તાકી મિ. ગિબસને ગોળી ચલાવી. તેની ચોટ પણ એવી વાગી કે બચ્ચું પાણીમાં ડુબી ગયું. પરંતુ બીજી

તરફથી બચ્ચાની મા ભયંકર વેગથી દોડી આવી અમારી હોડી પર તૂટી પડી; અને એકલી હોવા છતાં તેણે હોડીને ઉંધી જ વળી દીધી. પછી તો શું ? સીદી માછીઓ ચીસેચીસ પાડે. અમે બે જણા નિર્ભયતાથી ઉપરાઉપરી ગોળીઓ છોડવા લાગ્યા ને સારા નસીબે અમારી ઝોળી ખાલી ન ગઇ ! અમે ધીમે ધીમે નદીના પ્રવાહમાં ઝપાટાબંધ સેન્ટ લુશિયા તરફ ચાલવા લાગ્યા. આજ તો અમારે સોનાનો સૂરજ ઊગ્યો હતો એમ જ કહેવાય. કેમકે અમે ઘણા જળહાથીઓનો શિકાર કર્યો. જેમજેમ સેંટ લુશિયાની લગોલગ આવી લાગ્યા તેમ તેમ નદીનું ઉંડાણ પણ ઓછું થવા લાગ્યું. પરંતુ આ તરફ મગરનો ભય અતિશય હતો. આઠદસ ને ક્યાંક તો વીસપચ્ચીસ મગરો એકી સાથે ટોળાબંધ નદીમાં આમથી તેમ તર્યા કરતા. કેટલાક તો નદીના કિનારા પર પડયા પડયા તાપમાં તપશ્ચર્યા કરતા હતા !

અમે આ વખતે નદીકિનારાથી થોડેક છેટે એક વિશાળ સરોવરના કાંઠે રાતવાસો કરવાની ગોઠવણ કરી. તો પણ રાત એટલી મોડી થઇ ગઇ નહતી. અમારા તંબૂથી થોડેક છેટે એક નાનું સરખું ઝાડ હતું. ત્યાં આગળ દીવો બળતો રાખી અમે તંબૂની બહાર વાતો કરતા હતા. રોટી, શાકભાજી, તરકારી અને માંસની અમારે ત્યાં ખોટ ન હતી. નોકરો ખાણું પકાવવાની ધમાલમાં પડયા હતા. અમે કઇ બાજુ કેવી રીતે શિકાર કરવા જવું એ બાબતનો વિચાર કરતા હતા. આકાશમાં વાદળાં ચડી આવ્યાં હતાં ને પવન જોરથી ફુંકાતો હતો. એટલી વારમાં અમારા સાથી મિ. મોનિસે ઝાડની પાસે થઇને ત્રણ સિંહો આસ્તે આસ્તે ચાલ્યા જતા જોયા. મોનિસે અમારા બધાનું

તે તરફ ધ્યાન ખેચ્યું. અહા! કેવી ભયંકર આફત! માત્ર વીસ હાથ છેટે સિંહો બિલાડાંની માફક ચુપચાપ ચાલ્યા આવતા હતા. અમે તેમની ગતિ કયી દિશામાં જાય છે તે જોઇ રહ્યા હતા અને બંદૂકો લઈ સજ્જ થઇ જતાં એવો ઠરાવ કરી દીધો કે જો સિંહ અમારા પર હુમલો કરવા આવે, તો જ અમારે તેમના પર ગોળી ચલાવવી, નહિ તો નહિ. પણ અજબ વાત થઇ કે સિંહોએ એ બાજુ ફરકીને જોયું પણ નહિ! તેઓ ધીમે ધીમે ઘણે દૂર જંગલમાં નીકળી ગયા. આખી રાત પવન જોરથી ફૂંકાયા કર્યો.

## ૩૭ માર્ચ (ઇ. સ.૧૮૫૨):

આજ કડાકાભડાકા ને વીજળીનું તોફાન ચાલી રહ્યું હતું. ગાજવીજની સાથે વરસાદ પણ શરૂ થયો ને આખો દિવસ ને રાત સતત ચાલુ રહ્યા. અમે આખી રાત પલળ્યા. આમ વરસાદના પાણીમાં ભીંજાઇ જઇ ફૂંકાતા પવનમાં રહેવાથી ઠંડીમાં અમારી દાઢીઓ ગગડવા લાગી. બીજે દિવસે વરસાદ જરા નરમ પડયો એટલે પાછી એ સ્થળ છોડીને જવાની અમે તૈયારીઓ કરવા લાગ્યા.

## ૯મી માર્ચ:

મિ. વ્હાઇટ તરફથી સમાચાર મળ્યા કે અમારે હવે સેંટ લુચિયા તરફ જવાની જરૂર નથી; પણ ફરી વાર સીદીઓના પ્રદેશમાં જવાનું છે. આ પ્રવાસમાં પણ અમને પુષ્કળ શિકાર મળ્યો. પંચાવન જળહાથી, એક હાથી અને બીજા પુષ્કળ હાથી અમે એકઠા કર્યા.

**૧૨મી માર્ચ :**

અહીંથી અમે મુકામ ઉપાડયો. અમારા સીદી નોકરોની ટોળીએ સરસામાન લઇ પ્રયાણ શરૂ કર્યું. મારી તબીયત તો એટલી નરમ થઇ ગઇ હતી કે હું રસ્તે વખતોવખત વિસામો ખાઇ ચાલતો હતો. ૧૬મી તારીખે અમે નાતાલ બંદરે પહોંચ્યા. આ રસ્તે કાંઈ પણ જાણવા જોગ બનાવ બન્યો નહિ. નાતાલમાં કેટલાક દિવસ આરામ મળવાથી હું કાંઇક સ્વસ્થ થયો; અને નાતાલમાં મિ. કોલિન્સ (Collins) અને તેમનાં પત્નીની ખાતર બરદાસ્ત અને ઠાંહવેઠથી જ આ પ્રવાસમાં હું જીવતો રહ્યો. તેમનો ઉપકાર કદિ ભૂલાય એમ નથી!

અહીંથી હું મિ. વ્હાઇટ પાસે ગયો. તેઓ આ પ્રદેશમાં ભારે મોટા જમીનદાર કહેવાતા હતા. તેમની ખેતીવાડીની જમીન લગભગ ૯૬૦૦ એકર જેટલી હતી. હું તેની નજીકના એક ગામમાં લગભગ બે વરસ રહ્યો હતો. તે વખતે હું જે જીવન ગુજારતો હતો તે જરા પણ સંતોષકારક ન કહેવાય. સીદીઓ પાસે ગાયવાછરડાં વેચીને જે બે પૈસા રોજગાર કરતો તે વડે જ ગુજરાન ચાલતું. પણ મિ. વ્હાઇટ તો ઝુલુ લોકો સાથે વેપારરોજગાર કરીને ઘણા માતબર બની ગયા હતા!

મારૂં આ જીવન તદન એકલુંઅટુલું, કોઇના સહવાસ વિનાનું બની ગયું હતું. મારી સાથે બહારના લોકોનો ઝાઝો મેળાપ થાય નહિ. વળી મારી આ નિર્જન પર્ણકુટિમાં એવી કોઇક આકર્ષક વસ્તુ પણ ન હતી કે કોઈ આવીને ત્યાં ઝાઝા દહાડા રહી શકે. ટૂંકામાં મારૂં અત્યારનું જીવન કૂતરા જેવું બની ગયું હતું. આજે આ ગામે ઢોર વેચવા જાઉં, તો કાલે

બીજે કોઈ ગામે—એમ દરરોજ રખડપટ્ટી કર્યા કરૂં. તે વખતે પણ મારી પાસે કેટલાક ઘોડા અને એક પાળેલો કૂતરો હતો. ત્યાર પછી અહીં જે ઘર વસાવી હું રહેતો હતો, તેમાં ઉધઈનો એટલો બધો ઉપદ્રવ થઈ ગયો હતો કે જે કાંઈ કાગળો, ચોપડીઓ અને કપડાંલત્તાં હતાં તે બધાનું તેમણે સત્યાનાશ વાળી નાખ્યું હતું. આ પ્રમાણે એએક વરસ અહીં કાઢી, કાંઈક પૈસા ભેગા થતાં મને વળી પાછા શિકારે જવાનું મન થયું !

પહેલવહેલાં હું સેંટ લુશિયા આવ્યો. ત્યાં આવ્યા પછી મિ. બ્રિંડલો નામે એક અમેરિકન પાદરી સાથે વાતવાતમાં મને પરિચય થયો. આ ગૃહસ્થ અને એમની સ્ત્રી મારા મુકામથી ચાર પાંચ માઈલ દૂર રહેતાં હતાં, એટલે દર રવિવારે તેમને ત્યાં મળવા જતો. તે સદાચારી સ્ત્રી અને તેમનાં છોકરાં મારા પર બહુ ભાવ રાખતાં. તેમના આદરસત્કાર અને પરોણાગતથી મને મારૂં ઘરબાર, માબાપ, ભાઈબેન બધાં યાદ આવતાં. તેમની જૂની ઢબની ગૃહવ્યવસ્થા, બાગબગીચા, અને ચોમેરની સુંદર શોભા સાથે મારા નિર્જન એકાંત ઝૂંપડાની વ્યવસ્થા સરખાવતાં હું શરમાતો. હું એક ભાંગેલા ઘરમાં રહેતો હતો. ગૃહશૃંગારની ચીજોમાં એક અર્ધું ભાંગેલું ટેબલ, એકાદ બે તૂટેલી ખુરસીઓ, એક કપડાંલતાંની ને એક દવાઓની પેટી —આટલું જ માત્ર. સેંટલુશિયામાં રહેતી વખતે એક દહાડો હું એક ભારે આફતમાંથી બચી ગયો. ખરેખર માણસ આવી આફતમાંથી તો માત્ર પ્રભુની કૃપાથી જ બચી જાય છે એમાં શંકા નથી !

એક દિવસ સાંજે અમે કેટલાક જણા મળી જાળહાથીનો

શિકાર કરવા બહાર નીકળ્યા હતા. તેના બે ચાર દહાડા પહેલાં મને તાવ આવી ગયો હતો એટલે હું જરા નરમ હતો. અમે એક નાની હોડીમાં બેસીને જતા હતા ત્યાંથી મારા સાથીઓ મને એક નાના ટાપુ પર મૂકીને ચાલ્યા ગયા. હું તો એક ઝાડ આગળ શિકારની આશામાં બેસી રહ્યો. આમ ને આમ ઘણો વખત નીકળી ગયો. પણ એ જળહાથીનો પત્તો ન લાગ્યો. એક તો દુબળું શરીર. તેમાં સૂર્યનો સખત તાપ–એથી હું મૂંઝાઇ ગયો હતો. એટલે થોડાંક બરૂની લીલી સોટીઓ ભાંગી તેના પર હું આરામથી બેઠો. આંખો ઉંઘમાં ઘેરાવા લાગી. બંને પગ પાણીમાં થોડાક ડૂબેલા હતા. હું કેટલી વાર આમ બેસી રહ્યો હોઇશ તેનું ભાન ન રહ્યું. અચાનક મારા સાથીઓની ચીસ સાંભળી મારી ઉંઘ ઉડી ગઇ. જોઉં છું તો ચોતરફથી સાતેક મગરો મારી તરફ ધસી આવતા હતા. તેમાંના ત્રણ તો તદન પગ આગળ આવી પહોંચ્યા હતા. ને સાથીઓ જો આ વખતે આવી પહોંચી તત્કાળ મને દૂર ખેંચી ગયા ન હોત



તો શું થાત ? બાપ રે ! મારા બાર જ વાગી જાત ! એકીવારે મગરમામાના પેટમાં જ સ્વાહા થઈ ગયો હોત !

મારા સાથીઓએ મને કહ્યું કે: "અમે દૂરથી તમારી નજીકમાં કેટલાક જળહાથીઓ જોયા કરતા હતા. અમે વિચાર કર્યો કે તેના પર ગોળીઓ છોડીએ. પણ અજબ વાત એ, કે તમારી કાંઇ નામનિશાની અમને ન જણાઇ. તેથી ચિંતાતુર બની અમે તમારા તરફ ચાલી નીકળ્યા. ને અહીં આવ્યા તો આ સ્થિતિ !"

આ સ્થળે મગરો સંબંધી હું એક અજાયબીભરેલી વાત કહું. એ બનાવ સેંટ લુશિયામાં બન્યો હતો. એ પ્રદેશમાં નદીના કિનારે હું કેટલાક હંસનો શિકાર કરતો હતો. એક હંસનો શિકાર કર્યા પછી તેને લેવા માટે કિનારે ગયો તો તેનો પત્તો જ નહિ. તે વખતે મિ. ગિબસન મારી સાથે હતા. ફરીથી બીજા એક હંસ પર મેં ગોળી છોડી તેનું પણ એજ પરિણામ આવ્યું. નદીના કિનારે જતાં હંસનો પત્તો ન જ લાગ્યો. ત્રીજી વાર એ જ પ્રમાણે ગોળી ચલાવી ને તુર્ત દોડતો નદીકિનારે ગયો. સાથે એક લોઢાની કડિયાળી લાકડી લીધી હતી. મેં નજીક જઇ જોયું તો હંસ કિનારે પડ્યો હતો. ને તેને ખેંચી લેવા જેવો હાથ લંબાવું છું તેવો જ તે એક મગરના મોંમાં સ્વાહા થઈ ગયો ! તે વખતે ભય કોને કહે છે તે હું જાણતો ન હતો. તુર્ત જ મગરના મોંમાંથી હંસને ખેંચી કાઢવા માટે તેનો પગ પકડી મેં ખેંચ્યો. આમ ખેંચતાણ કરવાના પરિણામે હંસનો અર્ધો એક ભાગ મારા હાથમાં આવ્યો ને બાકીનો અર્ધો મગરમામા ચપાટી ગયા ! મેં મારી કડિયાળી ડાંગ વડે મગરના નાક પર ખૂબ જોરથી બે ચાર ફટકા લગાવ્યા. છતાં હું તો એક વાત સમજ્યું, કે હંસનો અર્ધો ભાગ મળ્યો એજ કાંઇ ઓછું હતું ?

તત્કાળ હું કિનારે ગયો. ત્યાં બેસી મેં ઘણી વાર વિચાર કર્યો કે શું મેં આ અયોગ્ય અને ખોટું સાહસનું કામ નહોતું કર્યું ? જો વહેલાં વહેલાં કિનારે ચઢી જવાયું ન હોત તો મારી પણ હંસના જેવી જ દશા થાત ! છતાં ય કિનારા પર ચડી કેટલાંક પગલાં આગળ વધ્યા પછી જોયું તો વીસપચીસેક મગરો એકી-સામટા નદીનું પાણી ઉરાડતા ઉરાડતા પાળ નજીક ધસી આવતા હતા.

જુવાનીમાં માણસને જીંદગીની કિમ્મત હોતી નથી. અનેક જોખમભર્યાં સાહસો ખેડવાનો સંભવ એજ અવસ્થામાં હોય છે. વય વધવાની સાથે માણસ જેટલું જ્ઞાન મેળવે છે તેટલો જ કામકાજની સાંકળમાં તે વધારે જકડાય છે. શિકારના કામમાં ધીરજ, અનુભવ, જ્ઞાન અને તત્પરતા જોઇએ છે. પણ ખોટી સાહસિકતા ચાલતી નથી.



પ્રકરણ : રજું

## ઝુલુઓના દેશમાં

આમે ૧૫મી જુલાઇ (૧૮૫૩)ના રોજ ઝુલુઓના દેશમાં શિકાર કરવાના ઇરાદાથી નીકળ્યા. બળદ ગાડાંમાં જરૂરની ચીજો વિદાય થઇ; અમે પણ ઘોડે સવાર થઇ ઉપડયા. રસ્તે સ્કોટલેંડના એક ખેડૂતને ઘેર બેએક દિવસ મહેમાન થયા. અને ખરેખર, એ ગૃહસ્થે અમારી બહુ સારી આગતાસ્વાગતા કરી !

અહીંથી અમારે પહાડની ઉપર થઇને જવાનું હતું. પહાડ પણ એટલો સીધો હતો કે ઘોડે બેસી ઉપર ચડી શકાય એવું ન હતું. આથી ઘોડા સીદી નોકરોના હાથમાં સોંપી અમે ઘુંટણ ટેકવીને ચડયા. આ તરફ પહાડ પણ પથ્થરોથી ભરપૂર હતો. વચ્ચે વચ્ચે જંગલ ઝાડી હતી. તેમાં થઇને રસ્તો જતો હતો. મિ. ગિબસન અને મિ. એડમંડસ્ટન આ વખતે મારી સાથે ન હતા; પણ રાત અજવાળી હતી. એટલે લગભગ આઠ માઇલની મજલ અચ્છી લહેરથી ઠંડે પેટે કાપી કાઢી.

## ૧૮મી જુલાઈ:

આજે અમને પ્રવાસ કરતાં જરા વાર થઈ. બળદ થાકી ગયા હતા. **ઈડમસ્નાલી** નામે એક ગામથી ગોળબટાકા પુષ્કળ એકઠા કરી લીધા. રાત પણ આ ગામમાં જ ગુજારી. બીજે દિવસે પાછું પ્રયાણ શરૂ કર્યું. મેં મારી સાથે જેક અને જેકબ નામે બે સીદી નોકરો લીધા હતા. તેઓ અમારાં ગાડાં સાથે સાથે ચાલતા. આ રસ્તે અમે ગાડામાં બેસીને જતા હતા, એવામાં એક પહાડી નદીના કિનારેથી નીચેના ભાગમાં ઉતરતી વખતે ગાડું ઉલળી પડ્યું. સાથે જ હું ને મારો એક સાથી ભોંય પર પડી ગયા. મારા પગે ઘણે ઠેકાણે ઈજા થઈ; પણ સારા નસીબે હાથપગનું હાડકું ન ભાંગ્યું એટલો પ્રભુનો પાડ. જો ગાડાના પૈડાં નીચે આવી ગયો હોત તો બચવાનો કાંઈ આરો જ ન હતો !

## ૨૨મી જુલાઈ:

અમે તુગેલા (Tugela) નામે એક નદી ઉતર્યા. તેમાં પાણી ન હતું. ઘણા ખરા ભાગમાં રેતી હતી. વચમાં વચમાં એક બે ઠેકાણે વળી થોડું થોડું પાણી હતું. નદી ઉતરી લગભગ ચાર પાંચ માઇલ ચાલ્યા હઇશું એટલામાં બીજી એક શિકારી ટોળીનો અમને મેળાપ થયો. તેના આગેવાન મિ. કિલફટન (લેફટેનંટ) કરીને હતા. તેમની સાથે મિ. ફલેચર નામે બીજા એક ગૃહસ્થ પણ હતા. રસ્તે આવતાં દૈવયોગે તેમણે એક હાથણીને જોતાં તેના પર ગોળી છોડી. તેથી હાથણીને તો કાંઇ થયું નહિ; પણ ઉલટું તે છંછેડાઇને ઝપાટાબંધ સામે ધસી આવી; અને મિ. ફલેચર પર હુમલો કરી તેને મારી નાખ્યો. બિચારો સહેજ આ દેશમાં ફરવા નીકળ્યો હતો તેમાં આ દશા થઇ. લેફટનંટ

કિલફ્ટનના મોંએ આ માઠા બનાવની વાત સાંભળી અમે ઘણા દિલગીર થયા !

## ૨૩મી જુલાઇ :

આજ અમે માતાકુલા (Matakula) નદી પાર ઉતર્યાં. બીજે દિવસે સૂર્યોદય થતાં પહેલાં જ અમે ઉંઘમાંથી જાગ્યા અને ચારે જણા એક પહાડ પર ચડયા. આમ કરવામાં અમારો ઉદ્દેશ માત્ર એટલો જ હતો કે અહીંથી ચોતરફની સ્થિતિ સારી પેઠે જોઈ લેવી. પણ ઉપર ચડતાં બરોબર અમને શિકાર મળી ગયો. આ પહાડના એક ઉચ્ચ પ્રદેશ પર એક પાળેલો બળદ ચરતો હતો. અમને કાંઇ પણ શિકાર મળશે એવી આશા ન હતી ! અલબત્ત, શિકાર જોવામાં તો આવ્યો, પણ એકે બળદનો શિકાર તો ન જ કરી શકયા. બંદૂકનો અવાજ સાંભળી તેઓ ઘોર જંગલમાં કોણ જાણે કયાંય સંતાઇ ગયા, કે તે બાજુ નિશાન સાધવાનો કાંઈ માર્ગ જ ન હતો. એટલે પહાડ પરથી તંબૂમાં આવી અમે સવારનું નિત્ય કર્મ કરી લીધું અને તે દિવસ આરામ લેવામાં જ કાઢયો.

## ૨૫મી જુલાઈ:

અહીંથી દશ માઈલ દૂર આવેલા એક પહાડ પર ચડયા. આ ભાગમાં આ પહાડ સૌથી ઉંચો છે. આજે ભયંકર ઠંડી હતી. તેથી પહાડ પરથી ઝટપટ નીચે ઉતરી તંબૂની ચોમેર તાપણાં સળગાવીને અમે ખૂબ આરામથી રાત વીતાવી. બીજે દિવસે સવારમાં ઉઠી સાંભળ્યું કે રાત્રે બાસ્કેટ નામના અમારા એક બળદને એક સિંહે કયાંકથી ગુપચુપ આવી મારી નાખ્યો હતો. કયી બાજુએથી સિંહ આવ્યો હશે તેનું અનુમાન કરી તે રસ્તે

અમે ઘણે દૂર નીકળી ગયા; પણ સિંહનો કાંઇ પત્તો ન લાગ્યો. બીજે દિવસે ઇડમનિવાસ નદીને કિનારે આવતાં પાછા ભારે આફતમાં ફસાઈ પડયા. નદીનું પાણી પૂર આવવાથી વધી ગયું હતું. ને આખો દિવસ નીકળી ગયો છતાં પાણી જરાયે ઉતર્યું નહિ. આખરે નિરૂપાયે પહાડ ઉપર થઇને જવાનો વિચાર કર્યો! અહાહા! આવી ભયંકર રાત આ રસ્તે અમે કદિ ગુજારી ન હતી! એક બાજુ વાવાઝોડું થઇ પવન જોરથી ફૂંકાતો હતો, તો બીજી તરફ સતત મુશળધાર વરસાદ પડવા માંડયો હતો. ઠંડીથી અમે થરથર ધ્રૂજતા હતા. ગાડામાં બેઠાં બેઠાં જેમ તેમ ખાણું ખાતા હતા એવામાં કયાંકથી એક ચિત્તો આવી ગાડાની નીચે થઈ અમારા હોપ કૂતરાને લઇ ચાલ્યો ગયો. અમે સફાળા કૂદી પડયા, અને આમતેમ ગોળીઓ છોડવા માંડી. ચિત્તો તો ગભરાઇને કૂતરાને છોડી દઈ નાઠો. તે ભયંકર હિંસક પ્રાણીના હુમલાથી બચી જતાં કૂતરો પણ માંદાની માફક છાનોમાનો પડી રહ્યો. અંધારી ઘોર રાત હતી એટલે ચિત્તાનો શિકાર-કરવાનું તો બને એમ ન હતું!

આ પ્રમાણે આજે આ પહાડ પર તો કાલે પેલા પહાડ પર મુકામ નાખીં શિકાર કરતા કરતા આખરે ૧૨મી ઓગસ્ટે પાંડા શહેરમાં આવ્યા. અહીંનો રાજા 'પાંડાનો રાજા'ના નામથી ઓળખાય છે. એ શહેરનો વિસ્તાર લગભગ અઢી માઇલ છે. ચોમેર માટીનો કોટ છે. એ કિલ્લામાં લગભગ બસો ઘરોનું આ શહેર આવ્યું છે. અમને રાજા સાથે તો મુલાકાત ન થઈ; પણ રાજાના દીવાને અમારા આવ્યાની વાત જાણી આ દેશના કેલોવેશ નામના પાણીથી અમારો આદરસત્કાર કર્યો. આ દિવાનનું નામ લિકાંયાજી હતું. અમે લિકાંયાજી મારફત કીડી-આંની માળા અને કેટલીક કામળો રાજાને ભેટ મોકલી.

કેટલાક દિવસ અમે પાંડામાં જ વીતાવ્યા. આ વખતે અહીં ચોમાસું ચાલતું હતું; ને રાતદિવસ વરસાદ પડયા કરતો. તેથી અહીં એક ખુલ્લા મેદાનમાં અમારા સીદી નોકરોએ રહેવા માટે નાનકડાં ઘર બનાવ્યાં હતાં. કેમકે વરસાદમાં જ્યાં ત્યાં અજાણ્યા રસ્તે રખડી દુઃખી થવા કરતાં નિરાંત વાળી રહેવામાં જ ડહાપણ છે! અહીં રહી કપડાંલત્તાં, સર સામાન, ખોરાકી–સર્વ બાબતોની અમે રીતસર વ્યવસ્થા કરી દીધી. એક દિવસ બપોરે અમે બહાર શિકારે નીકળી પડતાં, ઘણે દૂર, પાળેલો પાડો જોયો. ને જેવા અમે તેનો શિકાર કરવાની તૈયારી કરીએ છીએ તે જ, કયાંકથી, એક સીદીએ અમારા કમનસીબ હોપ કૂતરાને તાકીને એક પથરો માર્યો. હજી ચિત્તાના હુમલાથી ગળામાં થયેલો તે બિચારાનો જખમ તો રૂઝાયો ન હતો! આથી તે તમ્મર ખાઈ બાઉવાઉ કરતા એવી તો જોસથી ચીસો પાડવા લાગ્યો કે પાડો ઊભી પૂંછડીએ નાઠો.

## ૨૨મી ઓગસ્ટ:

મિ. એડમન્સ્ટન અને હું પાંડા ગામની નજીક જે ઘણો ઉંચો પહાડ હતો તેના પર ચડવા લાગ્યા. મહા મહેનતે ઉપર તો ચડયા. ત્યાંનો દેખાવ પણ ઘણો અદ્‌ભુત હતો. ચોમેર પહાડ અને જંગલ. ત્યાં ચડી આ પ્રદેશનું કુદરતી સૌન્દર્ય જોવાનો અમને અનુભવ મળ્યો. પછી અનેક સીદી ખેડૂતો જોવામાં આવ્યા. તેઓ પહાડના ઉચ્ચ પ્રદેશ પર ખેતી કરતા. ત્યાં અમે અનેક સરસ શાકભાજી જોઇ તે ભેગી કરી લીધી. ત્યારબાદ લગભગ બપોર પછી અમે પહાડ પરથી નીચે ઉતર્યા.

## ૩૧મી ઓગસ્ટ:

આજે અમે પાંડાના રાજાની મુલાકાત લેવાના

ઇરાદાથી નીકળ્યા. રાજમહેલના દરવાજા આગળ જઇ પહોંચતાં તેમના નોકરોએ જણાવ્યું કે રાજાસાહેબ તો હજી ઉંઘે છે! હવે અમારે શું કરવું? મુકામ પર આવી અમારાં નાનાં નાનાં માટીનાં ખોરડાં હતાં તે અમે તો ખોદી નાખ્યાં. બધો સર-સામાન ગાડામાં ભરી દીધો અને તેને આગળ રવાના કરી અમે પણ પ્રયાણ શરૂ કર્યું.

પરંતુ અમે લગભગ બે માઇલ ચાલ્યા હઇશું એટલામાં પાંડા રાજાનો સેનાપતિ દોડી આવી અમને કહેવા લાગ્યોઃ "દિન-ગાન અને ચાકા (એ બે સીદી જાતિઓના માણસો બહુ બહાદૂર હતા. જેવા આપણા દેશમાં ભીમ અને ગ્રીક લોકોમાં હરકયુલીસ હતા તેવા)ની આણ છે, જો તમે પાછા ન ફરો તો. નહિ તો પાંચસો માણસો આવી તમારાં માથાં કાપી નાખશે." અમે તેને સમજાવવા ઘણો યત્ન કર્યો પણ તેણે તો અમારૂં કહ્યું કાંઈ સાંભળ્યું નાહ. તેણે કહ્યું: "ખબરદાર, જો આ નદીના કિનારાથી આગળ વધ્યા તો મુવા જ જાણજો. તે જ વખતે રાજાના માણસો તમારા પ્રાણ લેશે."

ભારે આફત! ઘણો વિચાર કર્યા પછી અમને લાગ્યું કે અહીં આગળ આ લોકોનું કહ્યું માનીને ચાલવામાં જ ડહાપણ છે કેમકે અમે માત્ર ચાર જ ગોરા લોકો! જો ભયંકર સીદીઓ પાંચસો છસોની સંખ્યામાં આવી પડે તો પ્રાણ કેવા રીતે બચે? આથી વધારે કાંઈ પણ વાદવિવાદ ન કરતાં તે સેનાપતિ સાથે જ અમે તો પાંડાના રાજાના મહેલ તરફ પાછા ફર્યા!

અમારા સીદી નોકરો તો આ બધી વાતચીત સાંભળી ભયભીત જ થઇ ગયા. અમે સ. રાજમહેલના આંગણામાં જઈ પહોંચતાં જણાયું, કે ખરેખર પાંડા રાજાના માણસો તેમનાં

ધનુષબાણુભાલા વગેરે તમામ અસ્ત્રશસ્ત્ર લઈ તૈયાર જ થઈ રહ્યા હતા. તેમની સંખ્યા પણ પાંચસોથી ઓછી નહિ હોય!

ત્યાં પહોંચ્યા પછી ઘણી વારે રાજાનો દીવાન લિંક્રોયાજી આવીને હાજર થયો. એ માણુસ બહુ ભલો હતો, તે સાથે ખુશમિજાજી અને વિચારશીલ પણ તેટલો જ. થોડી વારમાં તે અમારી સાથે હળી ગયો. છતાં અમે જે આગળ પ્રયાણુ કરવાનો વિચાર કર્યો હતો તે તો ન જ બન્યું. માત્ર પાંડાના રાજ્યમાં શિકાર કરવાની અમને રજા મળી. આ વખતે હાથીનો શિકાર કરવાના વિચારથી અમે બહાર નીકળ્યા, પણ શિકાર મળશે કે કેમ તેની શંકા હતી. અમારા સાથી મિ. કિલફ્ટન રાજાની સાથે એક વાર મુલાકાત લેવા માગતા હતા. તેમણે કહાવી મોકલ્યું કે: "રાજાસાહેબને મેં પુષ્કળ કાડિઆંની માળાઓ અને કામળોની ભેટ કરી છે. માટે એક વાર જો આપની મુલાકાતનો લાભ મળશે તો મોટો ઉપકાર થશે." તેનો જવાબ મળ્યો કે: "મારી સાથે તમારે શું કામ છે? હું કાંઇ હાથી છું, કે વાઘ છું કે સિંહ છું, કે મારી સાથે તમારે મેળાપ કરી શિકાર કરવો છે?" રાજા મિ. વ્હાઇટ અને અમારા બીજા લોકો સાથે પણ દુભાષીઆ મારફત જ વાતચીત કરતા.

## ૧લી સપ્ટેંબર:

પાછું એનું એ જ. શિકાર કરવા બહાર નીકળીએ છીએ ત્યાં સીદી છોકરાઓની એક ટોળી અમારા જોવામાં આવી. તેમણે કહ્યું કે: "પહાડની નીચે એક પાળેલો કાળીઆર હરણ ચરતો જોવામાં આવ્યો છે."

હું, મિ. એડમન્સ્ટન અને કિલફ્ટનને લઇ તે તરફ નીકળ્યો. ખરેખર કાળીઆર તો ચરતો જ હતો. અમે તે બાજુ

ગોળી છોડી પણ તે હરણના શરીરમાં વાગી જ નહિ. તે તો અમારી નજર આગળ થઇને ઝપાટાબંધ દોડી જ ગયો.

પાંડામાં અમને એકીસામટી કેટલીક શિકારી ટોળી અને વેપારીઓની ટોળી મળી. પથ્થરથી ભરપૂર એક પહાડની નીચે અમે મુકામ નાખી ટોળાંબંધ શિકારે નીકળતા.

## ૭મી સપ્ટેંબર:

આજે સીદીઓએ ખબર આપ્યા કે કેટલાક માઇલ દૂર એક હાથી દેખાતો હોય એમ લાગે છે! આ સાંભળી અમે ઘણા રાજી રાજી થઇ ગયા. બે હોટેન્ટોટ અને બે સીદી નોકરોને લઇ અમે તે બાજુ નીકળી પડયા. રસ્તે વરસાદનું એક ઝાપટું પણ આવી ગયું. રાત્રે એક ઝાડ નીચે ખુલ્લા ભૂરા આકાશ નીચે સૂઇને અમે રાત ગુજારી. સવારમાં પાછું ચાલવા માંડયું. રસ્તો પણ બહુ વિકટ હતો. માથોડાં જેટલી ઉંચી ઝાડી, ને કાંટાળાં જંગલ—એટલે તેમાં થઇને ચાલવું પણ મુશ્કેલ હતું. સીદીઓએ જંગલ કાપી નાખી રસ્તો કરતાં જણાવ્યું કે: "લગભગ બસો વાર છેટે ત્રણ ગેંડા, એક કાળીઆર હરણ, અને એક પાડો ચરે છે." દેખતાં વારને જ મારા આનંદનો પાર ન રહ્યો. પણ મને એકલા શિકાર કરવા જવાનું વાજબી ન લાગ્યું. મારી સાથે કૂતરા તો હતા જ! એટલે મેં બે સીદીઓને, મુકામ પર, અહીંના શિકાર સંબંધી સમાચાર જણાવવા મોકલી આપ્યા. અને એક નાના પહાડ નીચે બે મોટી ડાળીઓની નીચે ચોમેર તાપણાં સળગાવી રાત કાઢી; પણ આખી રાત દરમ્યાન સિંહ અને વાઘની ગર્જના, વરૂ અને વાઘની કુદાકુદ, અને ધમપછાડાથી એક મિનિટ પણ

ઉંઘાયું નહિ. અને એવી સ્થિતિમાં ઉંઘવું એ પણ સલામત ન હતું !

બીજે દિવસે સૌ શિકારી સાથીઓ આવી પહોંચ્યા. પણ આ ભયંકર જંગલની આજુબાજુની સ્થિતિ જોઈ તેમને ખાત્રી થઇ કે અહીંઆ શિકાર કરવો એ લાડવા ખાવાનું કામ નથી ! ક્યારે કયી બાજુએથી આ હિંસક પ્રાણીઓ હુમલો કરશે તેનું કાંઈ કહેવાય નહિ ! આથી એવા આફતભર્યાં સ્થળે શિકાર કરવાનું અમે માંડી જ વાળ્યું. પાછા સ. મુકામ પર આવ્યા.

## ૧૨મી સપ્ટેંબર :

આજે અમારી ટોળી વિખરાઈ ગઇ. કોઇ ગયા વેપાર કરવા, તો કોઈ શિકાર કરવા ઉપડી ગયા. હું ને કિલફટન સાથે જ રહ્યા.

બીજે દિવસે સવારમાં અમે બીજો જ રસ્તો લીધો. અમારા સીદી નોકરો હુલામો કરતા કરતા ચાલ્યા જતા હતા. ને રસ્તામાં જે જે ઠેકાણે વિસામો લેવા રોકાયા, ત્યાં ત્યાં જણાયું કે સીદીઓ કોઇક અજબ રીતે લાકડાં સળગાવી તાપણાં કરે છે ! પણ આવી રીતે દેવતા પાડવાનું મેં કદિ જોયું ન હતું. તેથી તેમની દેવતા પાડવાની કરામત મેં પણ શીખી લીધી !

## ૧૫મી સપ્ટેંબર:

ઘણા સીદી માણસોને લઇ અમે પાછું પ્રયાણ શરૂ કર્યું. કાલે રાતે અમારા મુકામેથી અચાનક કોઇને ખબર ન પડે એમ એક સિંહ આવી એક બળદને ઉપાડી ગયો હતો; અને એ સિંહબહાદુરે એ કામ એટલું ચુપચાપ પાર પાડ્યું હતું કે તે

કેવી રીતે આવ્યો હશે તેની અમને કાંઇ સમજબમજ પણ ન પડી ! વનરાજની બહાદુરી, પછી શું પૂછવું !

બે પાસે પાસેના પહાડની વચમાંથી અમે ચાલ્યા જતા હતા. બંને પહાડ પથરાથી ભરચક હતા. કુદરતી સૌન્દર્યનો પાર ન હતો !

ચાલતાં ચાલતાં અચાનક રસ્તાની બાજુમાં ચરતા એક પાડા પર મારી નજર ગઇ. પાડો એક પહાડની ટેકરી પરથી બીજા પહાડ પર કૂદી પડયો. મેં તેના પર ગોળી છોડી પણ તે તેના શરીરમાં ન વાગી. એ ભયંકર જંગલી પાડો તુર્ત જ અમારી આગળ થઇને નાસવા લાગ્યો. હું અને મિ. કિલફ્ટન પણ તેની પાછળ પડયા. પણ ઘડીમાં આ બાજુ ને ઘડીમાં પેલી બાજુ એમ તે જોરથી દોડાદોડી કરતો હતો; એટલે અમારાથી તેનો પીછો ઝાઝી વાર પકડી શકાયો નહિ. એક વાર તો હું ઠોકર ખાઇને નીચે પણ પડયો. ઘુંટણમાં વાગ્યું. પહેરેલો ડગલો બીલકુલ ફાટી ગયો. મિ. કિલફ્ટનની પણ એ જ દશા થઇ. હું બંદૂક ઠીકઠાક કરી ગોળી મારૂં તે પહેલાં મિ. કિલફ્ટનને બે વાર ગોળી ચલાવી; પણ એક જ ગોળી સીલકમાં હતી, તે વાપરી નાખવાની હવે મારી જીગર ન ચાલી. અમે તે ભયંકર પાડાની પાછળ પાછળ લગભગ આઠેક માઇલ ચાલ્યા કર્યું.

**૨૬ સપ્ટેંબર:**

અમારી પાસે આજે પંદરેક ઝુલુ લોકો આવતાં તેમને અમે અમારી ટોળીમાં લઇ લીધા. તેઓ તેમના દેશમાં જતા હતા એટલે તેમને અમારી સાથે રાખવાનું અમને ઠીક લાગ્યું. આજે અમે પુષ્કળ રસ્તો કાપી નાખ્યો, પણ કાંઇ શિકાર નજરે પડયો નહિ. છેક પાછલા પહોરે પાડાનું એક ઝુંડ જોવામાં

આવ્યું. તે હતું તો ઘણે આઘે, પણ સદ્‌ભાગ્યે આ રસ્તે એક પાડું જોવામાં આવતાં તેને તો સહજવારમાં મારી પાડ્યું ને સીદીઓ મનમાં મલકાતા મલકાતા મરેલા પાડાને ઉપાડી ગયા.

સંધ્યાકાળ પહેલાં થોડી વારે એક નાના પહાડ પર અમે મુકામ કર્યો. પહાડનો ઉપલો ભાગ સપાટ અને ઘાસચારાથી ભરપૂર હતો. ચોમેર મોટાં મોટાં વૃક્ષો હતાં. પણ પહાડની નીચેના ભાગમાં ભયંકર ઘીચોઘીચ ઝાડી હતી, એટલે અમે અહીંઆંજ રાત ગાળવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે અમે ક્યાં ય બહાર નીકળી શક્યા નહિ, કેમકે આખો દિવસ વરસાદ પડ્યા કર્યો. રાત્રે વાઘવરૂની ગર્જનાઓ સંભળાતી હતી.

**૨૮મી સપ્ટેમ્બર:**

આજે રાત્રે એક સાંઢની કારમી ચીસ અને કૂતરાંના બિહામણા ભસભસાટથી અમારી ઊંઘ ઉડી ગઈ. તે વખતે લગભગ બે પહોર રાત ગઈ હશે. ઘોર અંધકાર હતો. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. તે વખતે હું ઝટપટ મિ. ક્લિફ્ટનની બેનાળી રાઈફલ લઇ બહાર નીકળ્યો. અંધારામાં જોયું તો ગાડીવાન તેના કામચલાઉ બનાવેલા ઝુંપડા આગળ બેઠો હતો. જે બાજુએથી સાંઢની ચીસ સંભળાઈ હતી તે બાજુ તરફ હું વળ્યો. પણ થોડી વાર પછી સાંઢનું નામનિશાન જણાયું નહિ. તે જ વખતે એકીસાથે ત્રણ ચાર સિંહોની ભયંકર ગર્જના સંભળાઇ. અંધારામાં હું તેમને જોઇ શક્યો નહિ, પરંતુ આવી સ્થિતિમાં છાનામાના બેસી રહેવું પણ ચાલે નહિ. કોણ જાણે ક્યારેય સિંહ આવા અંધારામાં આવી અમારા પર હુમલો કરે! આથી જે બાજુએથી સિંહની ગર્જના સંભળાતી હતી તે બાજુ

તરફ નિશાન તાકી મેં ગોળી છોડી. અમારો ગાડીવાન અત્યાર સુધી બંદૂક હાથમાં રાખી બહાવરો બની બેસી રહ્યો હતો. તેણે પણ મારૂં જોઇ ગોળી છોડી. પરંતુ તેમ છતાં સિંહની ભયંકર ગર્જના સંભળાતી બંધ ન પડી. હું આંખો મીંચીને ગોળીઓ છોડયે જતો હતો. પણ કાંઇ શુક્રવાર ન વળ્યો !

વિચાર કરી જોયો કે સિંહો સંખ્યામાં ઘણા હોવા જોઇએ; એટલે ગોળીઓ છોડયા કરવામાં સાર નથી. આ વિચારમાં એક મિનિટ પણ નહિ વીતી હોય એટલામાં અચાનક એક સિંહ એવો તો ઓચિંતો આવી મારી આગળ કૂદી પડ્યો કે હું ગોઠીમડું ખાઈ પાછો હઠતાં મારા મુકામ નજીક જઇ પડ્યો. બંદૂકની નળી ભીની જમીનમાં અટકી ગઈ. સીદીઓ નાસભાગ કરી મૂકી ધાંટાધાંટ કરતા હતા. તેમાંના કેટલાક ઝાડ પર ચડી ગયા; તો કેટલાક મુકામની અંદર ઘૂસી ગયા. હું તો નિરૂપાય થઈ પહેલેથી જ તંબૂમાં પહોંચી ગયો હતો. સિંહો મનમાનતી રીતે તંબૂમાંથી બકરાં, મેઢાં અને એક બે ગાય વાછરડાં લઇ જતા રહ્યા; પણ કેવા કમનસીબની વાત કે અમે તેનો કાંઈ પણ અટકાવ કરી શકયા નહિ ! કેટલીક વારે સીદીઓએ મશાલ સળગાવી. પણ સિંહો તો તે વખતે પલાયન થઇ ગયા હતા.

સીદીઓએ કહ્યું કે આ ટોળામાં પાંચસો સિંહ હતા. હું જરા તબીઅત ઠેકાણે આવતાં બહાર નીકળ્યો અને બેચાર ગોળીઓ છોડી. તે પછી બધાએ મળી આખી રાત ઉજાગરામાં જ કાઢી. સવારે શરીરે કામળા ઓઢી સૂઇ રહ્યા. હજી પણ આકાશ વાદળાંથી ઘેરાયલું હતું, ને વરસાદ જોસભેર પડતો હતો. હું કેટલી વાર સૂઈ રહ્યો તે ખબર ન પડી. એવામાં અચાનક ગોળીના અવાજથી, સીદીઓની બૂમરાણથી અને મિ. કિલફટનની હાંકથી હું જાગી ઊઠયો. તરત જ મારા સાંભળવામાં આવ્યું કે

અમારા ગાડીવાને ગોળીથી એક સિંહને માર્યો હતો. હું આનંદના આવેશમાં બીછાનામાંથી કૂદી પડયો અને તરત જ ત્યાં જઈ જોયું તો ખરેખર, એક સિંહણ મરેલી પડી હતી.

સિંહણના મુડદાથી થોડેક છેટે એક સીદી ખેડૂતનું ઘર હતું. તે દિવસે તે ઘરમાં રાત્રે એક પણ પુરૂષ ન મળે. માત્ર એક ડોશી હતી. તેણે આખી રાત ઝુંપડીના બારણામાં બેઠાં બેઠાં જ કાઢી હતી. સિંહની ગર્જનાથી તે જરા પણ ગભરાઇ નહિ એ પણ અજાયબ વાત ને !

આજે સવારમાં સાંભળ્યું કે મિ. વ્હાઇટ સીદી સરદાર ડમકોપને ત્યાં આવ્યા હતા. તે સાંભળી મને ઘણો આનંદ થયો. હું અને મિ. કિલફ્ટન પાંચ માઇલ દૂર જ્યાં તે સીદી સરદાર રહેતો હતો તેને ઘેર ગયા. ત્યાં જઇ મિ. વ્હાઇટ પાસેથી સાંભળ્યું કે તેના આ પ્રવાસનું પરિણામ સારૂં આવ્યું ન હતું.

રસ્તામાં આઠ બળદ માર્યા ગયા; બાકીના ઘાયલ થયા છે. બે કૂતરાને વાઘ ખાઇ ગયા છે ને બીજો કાંઇ શિકાર મળ્યો નથી.

મિ. વ્હાઇટને અમારી સાથે આવવા અમે ઘણો આગ્રહ કર્યો પણ તેમનું મન કાંઇ માન્યું નહિ. પછી જતી વખતે અમે તેમની પાસેથી કેટલીક કામળો માગી લીધી.

કાલે રાત્રે સિંહે જે બળદને માર્યો હતો તેના પર અમે ગોળી છોડવાથી બીજું કાંઈ ન થયું પણ તે બીજા બળદને લઈ જઈ શકયો નહિ. અમે ધાર્યું કે આજ જરૂર તેઓ બળદને લેવા આવશે. આથી અમે સીદીઓ મારફત આ મરેલા જાનવરને એક એવી જગ્યાએ સંતાડી રાખ્યું કે સિંહ આવતાં વાર જ તેમનાથી તેના પર નિશાન તાકી ગોળીબાર થઇ શકે. આ પ્રમાણે વ્યવસ્થા કરી અમે બળદગાડાં ગોળાકાર

ગોઠવી તેની અંદર વાછરડાં, મેંઢાં, બકરાં વગેરેને બેસાડી દીધાં. એટલે આ વ્યૂહરચના ભેદીને સિંહથી અવાય જ નહિ. સાંજ પડતાં પડતાં જ અમે એ વ્યૂહની અંદર જઇને ભરાયા.

અમારૂં અનુમાન ખોટું ન જ પડયું. સંધ્યાકાળ પછી થોડી વારે જોયું તો એક સિંહ મરેલા બળદની નજીક આવતો હતો. જોતાં વાર જ તેના પર નિશાન તાકી મેં ગોળી છોડી. સિંહને ગોળી વાગતાં જ એક મોટી છલંગ મારી તે અમારા વ્યૂહની નજીક આવીને પડયો. કદાચ અમારા વ્યૂહથી સાત આઠ વાર જ તે દૂર હશે. ત્યાર પછી તે અચાનક કયાં ગુમ થઇ ગયો તેની અમને ખબર ન પડી. ને ફરીથી તે અમારા જોવામાં જ ન આવ્યો.

બધા ફરી વાર ગોળી છોડવાનો લાગ શોધવા લાગ્યા. પણ તે રાત્રે બીજા સિંહની કાંઇ ભાળ લાગી નહિ.

## ૧લી ઓકટોબર :

સિંહની શોધમાં બહાર નીકળ્યા પણ કાંઇ પત્તો ન લાગ્યો. અમે પેલી જે સિંહણનો શિકાર કર્યો હતો તેનું ચામડું ઉતારી લીધું. કેવી અજબ વાત! આજ રાત્રે આટલી બધી ખબરદારી રાખવા છતાં અમારા ત્રણ બળદ કેવી રીતે સિંહના પંજામાં સપડાઇ ગયા તે કાંઈ સમજાયું નહિ! અમારા સીદી નોકર જોહરે કહ્યું કે અમે તંબૂની અંદર ખાવાપીવાની ખટપટમાં પડયા હતા તેનો લાભ લઇ સિંહ છાનામાનો આવી આ કામ કરી ગયો હશે! હવે અહીં વધારે વખત રહેવાનું અમને દુરસ્ત ન લાગ્યું; એટલે તેજ દિવસે સાંજે અહીંથી કેટલાક માઇલ દૂર આવેલ સીદીના એક ગામે ચાલ્યા ગયા. પણ કેવી નવાઈની વાત કે આજે રાત્રે અહીં આવીને પણ સિંહે સલામી

આપી. અમે પહેલાં તો વાઘ ધાર્યો. પણ હોપફુલ અને ફ્લાય ફૂતરાની ચીસોથી સમજાયું કે સાક્ષાત્ વનરાજે જ અમારે આંગણે પધરામણી કરી હતી! અમે આછા અજવાળામાં સિંહને જોયો. થોડીક વારમાં સિંહ અમારો તંબૂ વટાવી ચાલ્યો ગયો. તંબૂનાં દોરડાં પીંખાઇ ગયા જેવાં લાગતાં હતાં. આખા તંબૂની અંદર અમે મીણબત્તી બળતી રાખી. પછી સવારમાં એક વાર અમને સિંહ પર ગોળી છોડવાની તક મળી. પણ મિ. ક્લિફ્ટનને ધાસ્તી લાગી કે વખતે પાછું સિંહનું ટોળું આવી આપણા પર તૂટી પડે તો કેવી ભારે આફતમાં આવી પડીએ! એટલે તેમણે સૌને ગોળીબાર કરવાની ના પાડી.

બીજે દિવસે સવારમાં હું મારા સીદી નોકરને લઇને શિકાર કરવા નીકળી પડયો; પણ શિકાર ઝાઝો મળ્યો નહિ. માત્ર થોડાંક પક્ષીઓ હાથ આવ્યાં. એ પક્ષીઓનું માંસ ખાવામાં બહુ સરસ હોય છે એટલે અમને બપોરના ખાવાની ખૂબ મજા પડી.

સાંજના પહોરે અમારા તંબૂમાં એક ઝુલુ વેપારી આવ્યો હતો. તેની પાસેથી મિ. ક્લિફ્ટને ત્રણ બળદ ખરીદ્યા. ઝુલુ સરદાર પાસેથી સાંભળ્યું કે રશિયા સાથે થોડા જ વખતમાં અંગ્રેજો અને ફ્રેંચોનો વિગ્રહ શરૂ થશે.

## ૧૮મી ઓકટોબર:

સવારમાં નિત્યકર્મથી પરવારી હું અને મિ. ક્લિફ્ટન આ દેશના કાળીઆર હરણનો શિકાર કરવા નીકળ્યા. અમારી પાછળ પાછળ ગાડાં, તંબૂઓ તથા બીજો સરસામાન ચાલ્યાં આવતાં હતાં. પછી અમે એક ઊંચા પહાડ પર ચડયા. ઘણે દૂરથી એક કાળીઆર દીઠો. અમે બંને જણ પૂરવેગે પહાડ

નીચે ઉતરી આવ્યા. પણ સારા નસીબે આ પહાડનો રસ્તો ઘણો સારો હતો ને પવન પણ અનુકૂળ હતો. આથી પહાડ પરથી ઉતરતાં અમને બીલકુલ અડચણ નડી નહિ.

આ પ્રદેશનાં કાળીઆર હરણાં ડરપોક અને ભડકણ નથી; એટલે ઘણી વાર તેઓ પ્રાણની પણ પરવા કર્યા વિના શિકારીઓની સામા પૂરપાટ દોડી આવે છે!

અમે ઘણી ઝડપથી ઘોડા મારી મૂકતાં તેમનાથી માત્ર પચાસેક વાર દૂર આવી ગયા હતા. મિ. કિલફ્ટન પણ સાથે સાથે આવતા હતા. અમે ગોળીઓ છોડી પણ હરણાં તો ટોળામાંથી છૂટાછવાયાં પડી જઇ આમતેમ દોડાદોડ કરવા લાગ્યાં. તેથી અમારૂં નિશાન ફોગટ ગયું. પણ એક મોટું હરણ પહાડ આગળ થઇને જે નદી વહેતી હતી તે બાજુ દોડી ગયું. મેં એક ગોળી છોડી ને તે તેની પૂંછડીની નીચે થઇને ચાલી ગઇ.

હું પાછળ જવા લાગ્યો; ને જેમ જેમ નદીને કિનારે જતો ગયો તેમ તેમ તેની છાની તરફ તાકીને ગોળીઓ છોડવા લાગ્યો. એક ગોળી ફેફસામાં થઇને પસાર થઈ ગઇ. બસ, ખલાસ! હરણ નદીકાંઠે જ પછડાઈ પડયું. મારા મનમાં આજે આ શિકાર કરવાથી બહુ જ આનંદ થયો. હરણ પણ બહુ મોટું હતું. દશ ફીટ તો તેની લંબાઈ હતી. સીદીઓ કલાકેક પછી હરણને ઉપાડી તંબૂમાં આવ્યા. રાત્રે ભઠ્ઠી સળગાવી હરણનું માંસ પકાવી ખાધું અને ખૂબ મોજ કરી.

## ૨૭મી ઓકટોબર:

આજે મિ. જ્યોર્જ શેડવેલ નામે શિકારી સાથે અમારે ભેટો થયો. તેમણે ૧૫૦ જળહાથી અને ૮૧ હાથીનો શિકાર

કર્યો હતો એમ તેમના કહેવા ઉપરથી જણાયું. તેમની શિકારની બહાદુરી પણ સાંભળવા લાયક હતી.

અમે ડરબન શહેરમાં પાછા ફર્યા. પણ શિકાર કરવા જતાં જે લોકો સાથે મિત્રતા થયેલી તેમાંના ઘણાઓ સાથે જીંદગીમાં ફરીથી મેળાપ થયો નહિ !

અહા ! શિકારીજીવન કેટલું આફતોથી ભરેલું છે તે મારું આ વર્ણન વાંચીને જ વાચક સમજી ગયા હશે ! વખતોવખત આફતોમાં આવી પડવા છતાં, આમ એક જગ્યાએથી બીજી જગ્યાએ કાંઇ પણ ધોરણ વિના દોડાદોડ કરવી, દરેક બાબતમાં ઉચ્છૃંખલ જીવન ગુજારવું—આ બધું સામાને કેવું લાગતું હશે તે તો કોણ જાણે, પણ મને તો તેમાં બહુ મજા પડતી હતી.



## પ્રકરણ : ત્રીજું

### હાથીનો શિકાર

આ પ્રવાસમાંથી બીજા સાથીદારોની સોબત છોડી કેટલાક દિવસ માટે હું નાતાલ ગયો હતો. ને ત્યાંથી કેટલીક જોઈતી ચીજો ખરીદી લઇ પાછા શિકારે જવાની મેં તૈયારી કરવા માંડી.

**૧૫મી એપ્રીલ (૧૮૫૪):**

આજે ઘોડે બેસી ત્રણ સીદી નોકરોને સાથે લઈ હું તુગેલા તરફ નીકળી પડયો. કેટલાક દિવસ મિ. એડમિન્સ્ટનને ત્યાં રહેવાનું નક્કી કર્યું હતું; ને મને અગાઉથી જ ખબર મળી હતી કે તેઓ સાહેબ અમારા માટે માતાકુલા નદીને કિનારે રાહ જોશે; એટલે હું તેમને મળવા જવા જ નીકળ્યો હતો. રસ્તે એક મિત્રના તંબૂમાં રાત ગાળી બીજે દિવસે સૂર્યોદય થતાં જ પાછી મેં કૂચ શરૂ કરી. પણ કેવો વિકટ રસ્તો ! ચોમેર ઝાડીજંગલોનો પાર નહિ; ખાડાટેકરા સુમાર વિનાના; પગલે પગલે આફતનો

સંભવ. તે દહાડે થોડેક દૂર જઈ રસ્તો ભૂલી જતાં અમે એક સીદીના ગામમાં રાતવાસો કર્યો. પછી બીજે દિવસે એક મિત્રના તંબૂએ મહામુશીબતે આવી પહોંચતાં સાંભળ્યું કે બીજા મિત્રો તો બીજે ક્યાંક ચાલ્યા ગયા હતા. મને લાગતું હતું કે અહીં ખાવાપીવાનું તૈયાર મળી જશે પણ તેમ તો ન બન્યું ! છતાં જેમતેમ ખાવાની જોગવાઈ કરી લીધી.

અહીં આવ્યાને બે દહાડા પછી મારા સીદી નોકરો સરસામાન તથા ઉપયોગી ચીજો લઈ આવી પહોંચ્યા. એટલે મેં આગળ કેટલાક માઈલ ચાલી નાંખી એક જગ્યાએ પડાવ નાખ્યો. સ્થાન બહુ મજાનું હતું. તંબૂની પાછળ ઘેરા ભૂરા રંગના પર્વતો, સામે જમણી બાજુએ વિશાળ ઉચ્ચ પ્રદેશ, ડાબી બાજુએ એક વિશાળ તળાવ અને સામે નદી !

થોડા દિવસમાં ક્યાંથી હાથી મળી આવશે, કયે રસ્તે જતાં સારો શિકાર હાથ લાગશે વગેરે માહિતી ગામના લોકો પાસેથી અમે મેળવી લીધી.

આ ગામેથી એક જાતનાં આમંમુક નામનાં ફળ અમે પુષ્કળ ભેગાં કરી લીધાં. બહુ સ્વાદિષ્ટ ફળ !

એક દહાડો બપોર પછી હું છાનોમાનો બેસી પ્રવાસવર્ણનનું એક પુસ્તક વાંચતો હતો એવામાં દૂરથી ચાર ગોરાઓ આવતા જણાયા. તેમની સાથે કેટલાંક બળદગાડાં, પુષ્કળ સીદી ને ઝુલુ નોકરો, મજૂરો અને ગાડીવાન હતા. તેઓ નજીક આવતાં જ મિ. વ્હાઇટ, મિ. હેરિસ, મિ. સ્ટીલ વગેરેને જોઈ મારા આનંદનો પાર રહ્યો નહિ. નદીના કાંઠે જમીન પર હારબંધ તંબૂઓ ઠોકાઈ ગયા. સીદીઓએ પણ હારબંધ ઝુંપડાં બાંધી દીધાં.

**૩૦મી એપ્રીલ:**

આજે આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. વખત કેવી રીતે કાઢવો તેનો જ અમે વિચાર કરતા હતા, પણ કાંઇ સૂઝ ન પડી. કેમકે આખો દિવસ ઝરમર ઝરમર વરસાદ વરસ્યા કર્યો. બપોરે એક કીટલીમાં પાણી ગરમ કરી બધાએ મળી કોફી તૈયાર કરી પીધી.

બીજે દિવસે પણ એવો જ વરસાદ ચાલુ રહ્યો. તંબૂની અંદર પાણી પડવા લાગ્યું. હું ને મિ. હેરિસ એક જ તંબૂમાં હતા. અમારી સ્થિતિ પણ તદ્દન કફોડી બની ગઇ હતી. અમે તંબૂની અંદર ભોંયમાંથી એક નીક ખોદી પાણી બહાર કાઢી નાંખ્યું. વળી કમનસીબે તંબૂમાં બળતણ માટે એક લાકડું પણ ન મળે. અમારા નોકરો તો આવા વરસાદમાં ભોંય પર નદીકાંઠે નહિ રહેવાય એવું ધારી પાસે આવેલાં સીદીનં ગામમાં જઇ રહ્યા. પણ આવી દશામાં તેમનોય શો દોષ કાઢી શકાય? આમ ચારપાંચ દિવસ અમારે તંબૂમાં જ કાઢવા પડયા.

**૭મી મે:**

હવે ૭મી મેની હકીકત લખું. આકાશ સ્વચ્છ બની ગયું હતું. છાનામાના બેસી રહેવાનું મને ગમ્યું નહિ. એટલે બહાર નીકળી નદીકાંઠેથી જતાં જતાં હંસનું એક ટોળું નજરે પડયું. એ પક્ષીની પાંખો સોના જેવી ચળકતી હતી. સુવર્ણ હંસ કહે છે તે જ આ. મેં એવા ઘણા હંસનો શિકાર કર્યો. આજે ઠંડી પુષ્કળ હતી. ને કકડતી ઠંડી હવાને લીધે હાડકાં પણ અકડાઇ ગયાં હતાં. મરેલા હંસને કમરે ઝૂલતા બાંધી લઈ તંબૂ તરફ અમે પાછા ફરતા હતા એવામાં ગામમાંથી કોઈ બાળકની કારમી ચીસ સંભળાઇ. આથી અમે તે ગામમાં પેઠા.

એક સીદી ખેડૂતના ઘર આગળ જતાં કાંઇક અજબ દેખાવ જોવામાં આવ્યો ! દસ વરસના એક સીદી છોકરાને જમીન પર સૂવાડી એક સીદી ભૂવો દેવતાની હાંલ્લીમાં પગ તપાવી પેલા કમનસીબ છોકરાની છાતી પર ને પીઠ પર ઘસતો હતો. સીદીના પગનાં તળિયાં ભારે સખત હોવાં જોઇએ—કેમકે તેને તો દાઝાવા જેવું કાંઇ જણાતું જ ન હતું. તેના પગની ચામડી ગાયની ખરીના જેવી સખત હોવી જોઇએ !

આવી રીતે પેલા બાળકને ત્રાસ આપવાની અમે તે સીદીને ઘણી યે ના પાડી પણ તે તો કોઇની વાત જ શું કરવા સાંભળે ? ગામનાં સ્ત્રીપુરૂપ પણ સૌ ત્યાં આવી આ નિર્દય ક્રિયા જોઇ જોઇને આનંદથી નાચતાં હતાં !

મેં સીદીઓના આ ગામમાં રહી એક મોટા પ્રચંડ ગરૂડ પક્ષીનો શિકાર કર્યો. નદીને કાંઠે પુષ્કળ ગીની ફાઉલ ચરતાં હતાં. તેમાંનાં પણ ઘણાનો શિકાર કર્યો. પરંતુ આ વખતે આના શિકાર માટેજ ખાસ આવ્યો ન હતો, એટલે મનને કાંઇ એટલો આનંદ થયો નહિ.

એક દિવસ પરોઢીએ બે ઝુલુઓને સાથે લઇ મોંગોલા નામે પ્રદેશ તરફ હું નીકળી પડયો. એ લોકોએ મારા કપડાં-લત્તાં અને સાધારણ સરસામાન ઉપાડી લીધો. પછી એક સીદીનું ગામ આવતાં તેના સરદારની સ્ત્રીને ગાડી, તંબૂ વગેરે મારો સરસામાન સોંપી બે મજાર અને બે સુધરેલા સીદી શિકારીઓને લઇ હાથીનો શિકાર કરવા ઉપડયો. મારી સાથેના મજૂરો સાથે મેં એવી શરત કરી હતી કે જો હું હાથીનો શિકાર કરી શકીશ તો તમને તેની તમામ ચરબી આપી દઇશ.

રસ્તે ચાલતાં ચાલતાં બીજા એક સીદી નોકરનો અમારે

સંગાથ થયો. હું ઝાઝાં માણસ સાથમાં રાખવાની વિરૂદ્ધ હતો. એકાદ બે માણસ હોય તો બસ. પણ આ તો એકસામટા સાત આઠ માણસ થઈ ગયા. ખેર ! આ રસ્તે ચાર પાંચ માઇલને છેટે એકેક સીદી ગામડું આવતું. એવા એક ગામની બહાર એક માટીના ઝુંપડામાં શેતરંજી બીછાવી રાત્રે દીવો બળતો રાખી અમે પડી રહ્યા. પણ ઉંદરોએ બહુ તોફાન કર્યું. કારણ કે મારી સાથે ખાવાનું માંસ પુષ્કળ હતું.

બીજે દિવસે સવારમાં આંગણામાં બેઠો હતો એવામાં દૂરથી ત્રણ સિંહ જતા જોવામાં આવ્યા. હું તેમનો શિકાર કરવા તલપાપડ થઈ ગયો. પણ મારા સાથીએ કહ્યું કે એ શિકાર કરવાથી કાંઇ ફાયદો નથી. ને શિકાર કરીએ તો પણ બીજા સિંહ આપણને જીવતા જવા ન દે!

મને પણ વાત સાચી લાગી.

રસ્તે જતાં અમે ઇડમકુશી નામે એક નદી પાર ઉતર્યાં. એ નદીનું પાણી નીતર્યાં કાચ જેવું અને ટંકુંગાર હતું. કાંઠા પર એક હાટ માંડેલી હતી. ત્યાંથી અમે કેટલીક મરઘી, ઇંડાં, સરસ ચોખા, સાદડીઓ વગેરે ખરીદી લીધું.

સીદી લોકો ખેતીવાડી કરવામાં પાવરધા જણાતા હતા. આ દેશમાં બટાકા અને પેંપેં નામે એક જાતનાં ફળ થાય છે. ફળ મોટાં અને સ્વાદમાં પણ બહુ મજેનાં !

નદીના જળમાં રાજહંસ, સારસ અને બગલાં પુષ્કળ દેખાતાં હતાં. પ્રચંડ શરીરવાળા મદોન્મત્ત જળહાથીઓ અને મગરો નિર્ભયતાથી આમતેમ ઘૂમતા હતા. આ પ્રમાણે રસ્તે દડમજલ કરતાં અમે સીદી લોકોના એક ગામમાં રાત પસાર કરી; અને જે હોડીમાં આવ્યા હતા તે જ હોડીમાં બેસીને પાછું પ્રયાણ શરૂ કર્યું.

સવારમાં વહેલા પોનગોલાની દિશા તરફ અમે કૂચ કરી. બંને બાજુએ વિશાળ મેદાન હતું. તેમાં ઝાડ અને ઝાડીઓ સુમાર વિનાનાં હતાં. વચ્ચે વચ્ચે સાત આઠ ફૂટ અગર કોઇ કોઇ ઠેકાણે તો તેથી પણ વધારે ઉંડા ખાડા જોવામાં આવ્યા. તેના પર ડાળીઓને પાંદડાં ઢાંકેલાં હતાં. આમાં કોઇ જતાઆવતા જનજનાવરને ફસાવવાનો જ હેતુ હશે એ અમારા સમજવામાં આવી ગયું.

અમે લગભગ દસબાર માઇલ મજલ કાપી હશે એવામાં મારી સાથેના સીદીઓ ચીસો પાડી ઉઠયાઃ "નાનસી ઈનિ થોબુ" એટલે "જુઓ જુઓ, હાથી." મેં જોયું તો લગભગ એક માઇલ દૂર એક કદાવર હાથી જતો હતો. મારે તો એટલું જ જોઇતું હતું. હું ઉત્સાહમાં આવી ગયો. ચોવીસ ગોળીઓ, બે બંદૂકો, બે દારૂના સીસા અને કેટલીક ગોળીઓની કૅપ સાથે લઈ લીધાં. આમ અકસ્માત હાથી જોવામાં આવશે એવો મને ખ્યાલ જ નહિ. મેં નિશ્ચય કર્યો કે હવે જ્યારે જોવામાં આવ્યો જ છે તો પછી એક વાર તેનો શિકાર કરવા પ્રયત્ન કરી જોવો !

આ પ્રમાણે બધું તૈયાર થઈ ગયું ત્યારે માલમ પડયું કે એક નહિ પણ લગભગ પંદરેક હાથીઓ એક પછી એક હારબંધ ચાલ્યા આવતા હતા. એક હાથીના મોટા મોટા લાંબા બે દંતૂશળ જોવામાં આવતાં મેં પાછો સંકલ્પ કર્યો કે ગમે તેમ કરીને આ બે દાંત તો સંઘરી જ લેવા. ગારી સાથે બીજું કોઇ મળે નહિ. ને એકલે હાથે હાથીનો શિકાર કરવામાં ભારે સાહસ અને જોખમ હતું. બીજી તરફ હાથી લગભગ સોએક વારના અંતર પર આવી લાગ્યો એવામાં મારો ભોમીઓ આમાનોંગા કહેવા લાગ્યો કેઃ "હું તો અહીંથી એક પણ ડગલું આગળ ભરવાનો નથી." એટલે તો પછી કેવી આફત ! મારે એકલાએ જ આ

જોખમભરેલા શિકારે જવાનું ! મારામાં સહજ નબળાઈ આવી ગઇ. પેલી તરફ ઝાડની ડાળીઓ ભાંગતું હાથીઓનું ઝુંડ ચાલ્યું આવતું હતું. પણ મારૂં ધ્યાન તો પેલા મોટા દાંતવાળા હાથી પર જ હતું. છતાં તે તો પછી કંઇ જોવામાં ન આવ્યો. લગભગ ત્રીસેક વાર નજીક આવતાં મારો કૂતરો દુલાય ચીસો પાડવા લાગ્યો. તેનો વાઉ વાઉ ભસભસાટ સાંભળી હાથીઓ પણ વેગથી ચાલવા લાગ્યા. હું તેમની પાછળ પાછળ દસેક માઇલ દોડયો. પણ એટલા વખત દરમ્યાન મેં માત્ર એક જ ગોળી છોડી હતી. પરંતુ તે વાગી નહિ ને હાથીનું ઝુંડ પણ બીલકુલ ઇજા પામ્યા વિના પલાયન થઈ ગયું ! મેં ઘણા શિકાર કર્યા હતા પણ પોનગોલા જતાં રસ્તામાં આ હાથીનો શિકાર કરવાનો યોગ મળવાથી મને જે આનંદ થયો તે અવર્ણનીય હતો ! શિકાર ન થઇ શકયો તેનું મને કાંઇ દુઃખ ન હતું. પણ તક મળવાના આનંદમાં જ હું તર બની ગયો હતો !

હાથીની પાછળ દોડી દોડીને હું મરણતોલ થઈ ગયો. આખા દિવસમાં એક ઘુંટડો પાણી પણ પીધું ન હતું. આ પ્રમાણે આખરે પોનગોલા નદીને કાંડે હું જેમતેમ જઈ પહોંચ્યો. અને ત્યારે જ મારા જીવમાં જીવ આવ્યો !

કાંઠા પર અનેક મોટાં મોટાં વિચિત્ર વૃક્ષો હતાં. તેમાંના ઘણાં તો ઓળખી પણ ન શકાય. અંજીરનાં ઝાડ પણ પુષ્કળ હતાં. નદીનું જળ ઠંડુંગાર હતું. મેં પોશભરી પાણી પીને મારી તરસ છીપાવી.

પોનગોલા નદીને કાંઠે સીદીઓનાં અનેક ગામ આવેલાં હતાં; ને નદીને આ પારથી પેલી પાર થઇને અમારે જવાનું હતું. એટલે એક હોડીમાં બેસી અમે સામે પાર ગયા. થોડેક

ચાલતાં જ એક ગામ આવ્યું. તેનું નામ મોપુના. અહીં અમે ઘણા આરામથી રાત ગુજારી. મારા સીદી નોકર જેકનું ઘર અહીંથી પાસેના ગામમાં જ હતું; એટલે બીજે દિવસે સવારમાં જેક આવીને હાજર થઇ ગયો. આ ગામથી અમે પાછો એક ભોમીઓ લઇ લીધો. તે આદમી બટકો હતો ને બહુ વરવો લાગતો. તેના પગ મજબૂત હતા; અને તે વિચિત્ર પગ વડે એવો ઝપાટાબંધ ચાલતો કે દોડવા છતાં અમારાથી તેની સાથે સાથે ચાલી શકાતું નહિ !

આ પ્રમાણે લગભગ વીસેક માઇલ ચાલ્યા પછી અમે એક મોટા સીદીના ગામે જઈ પહોંચ્યા. ગામના મુખીએ મારી હાથીના શિકારની વાત સાંભળતાં જ તે પણ મારી સાથે આવવા તૈયાર થઇ ગયો. તે દિવસે રાત્રે મુખીની મેમાનગીરીથી અમે આરામમાં સૂતા. બીજે દિવસે અમે પંદરેક હિંમતબાજ સીદીઓ અને પેલા મુખીને લઇ અમારા વામન સ્વરૂપ ભોમીઆએ બતાવેલા રસ્તે નીકળી પડયા. આ વખતે અમારી સાથે અમે કેટલાક ધાબળા લીધા હતા, કેમક આ પ્રદેશના લોકો ધાબળાની ભેટ મળતાં બહુ રાજી થઇ જાય છે !

અમે ખૂબ મજલ કાપી કાઢી. પણ હાથીનો પત્તો કયાં? એકાદ સાધારણ શિકાર પણ ન મળ્યો. રસ્તામાં માત્ર મેં એક જંગલી પાડાનો શિકાર કર્યો હતો, એ માફ. સાંજ પડતાં પહેલાં અમે એક નાની નદીના કાંઠે પહોંચી ગયા.

કાંઠાની નજીક એક મોટો જબ્બરદસ્ત જળહાથી પડી રહ્યા હતો. તેને આમ સૂઇ રહેલો જોતાં ગોળી છોડવાની મને ચટપટી લાગી. મેં તડાતડ ઉપરાછાપરી બે ગોળીઓ છોડી, પણ કેવી અજબ વાત! બંને ગોળીઓ ખાલી ગઇ! અવાજ સાંભળી જળહાથી ધીમે ધીમે દૂર ભાગવા લાગ્યો. મેં પાછી

એક ગોળી છોડી. પણ તે યે નકામી ગઈ. ત્યાર પછી કાંઠે કાંઠે ચાલતાં હું કમરપૂર કાદવમાં ખૂંચી ગયો. મારી સાથેના સીદીઓ પણ ઘણા પ્રયત્ન કરવા છતાં આ જળહાથીનો શિકાર ન જ કરી શકયા. ખરેખર, આવી મોટી નિષ્ફળતા મારી જીંદગીમાં મને કદી મળી ન હતી !

અમારો વામનસ્વરૂપ ભોમીઓ લાગ મળતાં અદૃશ્ય થઈ ગયો હતો; તેનો ફરી પત્તો જ ન લાગ્યો. તે રાત્રે લગભગ વીસેક માઇલ રસ્તો કાપી પેલા સીદીઓના મુખીને ઘેર આવી અમે આરામ લીધો.

ત્યાં ચાર પાંચ દિવસ રહીને અમે કંઈક તાજા થયા. મુખી બહુ દિલાવર માણસ હતો. તેણે અમારી બહુ જ ખાતર-બરદાસ્ત કરી, છતાં હાથીનો પત્તો ન લાગવાથી તે પણ નાસીપાસ થઇ ગયો. અહીં એક દિવસ અમે ચાર પાંચ કાળીઆર હરણનો શિકાર કરી શકયા.

આમ આ વખતની શિકારયાત્રા પૂરી કરી હું ડરબન પાછો ફર્યો.



## પ્રકરણ : ચોથું

### નરમુંડના પહાડ પર : લોહીની નદી

આ વખતે હું કેટલાક દિવસ ડરબનમાં રહી પ્રિન્દલીમાં આવ્યો હતો. એ સ્થળ ઇસબતી જીલ્લામાં આવેલું છે. અહીં અમારા દેશભાઈ મિ. ઇસ્ટડયુ ખેતીવાડી જમાવીને રહ્યા હતા. અમે એકજ વહાણમાં બેસી સાથે જ આવ્યા હતા. તેમને ઘેર અમે કેટલાક દિવસ ખૂબ આરામમાં વીતાવ્યા ને પાછા તાજામાજા થઇ ગયા.

માણુસને દુનિયામાં કોઇ ને કોઈ વ્યસન તો ચોંટેલું જ હોય છે! હું કેવી કેવી આફતોમાં આવી પડયો હતો તે વાંચકને માલમ જ હશે; છતાં તે કારણુથી મારો ઉત્સાહ જરા પણુ નરમ પડયો નહિ. પાછો માણુસો એકઠાં કરી કેટલાંક ગાડાં લઈ હું બહાર નીકળી પડયો. સીદી નોકરો તો સાથે હતા જ. તે ઉપરાંત મારા હંમેશના સાથી કૂતરાઓ, બળદ વગેરે સરંજામ લઇ એક દિવસ મિત્રને ઘેરથી હું રવાના થયો.



કમનસીબે પહેલે જ દિવસે હું એક આફતમાં આવી પડ્યો. એક પહાડ પરથી નીચે ઊતરતી વખતે, રસ્તામાં ગાડી એટલા વેગથી ચાલવા માંડી કે દરેક પળે તે ઉથલી પડશે એમ લાગતું હતું. હું જેમ તેમ ગાડીમાંથી કૂદી પડ્યો, પણ નસીબનો બળીઓ એવો કે એક કાંટાળી ઝાડીમાં જ પડ્યો ! મારી સાથેનો ગાડીવાન જીવ બચાવવા કૂદી પડતાં તેનું માથું ફૂટી ગયું. તે બિચારો એક નાના ઝાડ હેઠળ મૂર્છા ખાઇને પડ્યો. હું પોતે પણ ઘવાયો હતો, છતાં તેને બને તેટલી મદદ કરવા મેં પ્રયત્ન કરવા માંડ્યો. રૂમાલ વડે તેના માથા પર જોરથી ખેંચીને પાટો બાંધી દીધો. જે સીદી નોકરો દવાઓની પેટી,

ધાતુનાં વાસણ વગેરે સામાન લઈ અમારી પાછળ આવતા હતા, તેઓ પણ વહેલા વહેલા દોડી આવ્યા. બિચારા કમનસીબ ગાડીવાનના જખમ પર ટેભા મારવાની મારી ઇચ્છા હતી; પણ તેમ કરવા જતાં તેણે તો એટલી ચીસો પાડી કે હું કંટાળી ગયો. આખરે તેને માથે એક પટ્ટી લગાવી. પછી નીચાણમાં સપાટ જમીન પર આવી પહોંચ્યા ત્યારે તેના માટે એક ગાડીમાં બીછાનું પાથર્યું; પણ તે મારી સાથે આવવા રાજી ન હતો. મારી ટોળીના સીદીઓએ કહ્યું કે: "બિચારાને વાગ્યું તે નુકસાનીના બદલામાં એને થોડા બળદ આપવા જોઇએ !" કેવી આફત !

આ સીદીઓના ભેજામાં કોઈ ખ્યાલ ભરાઈ જાય છે, તો તે પૂરો કર્યા વિના તેમને જંપ જ વળતો નથી ! જે દુર્ભાગી સીદીને વાગ્યું હતું તેની સાથે બીજા પણ બે જણ હતા. તેમણે પણ આવવા ના પાડી. હું તો મહા સંકટમાં પડયો. સાંજ પણ પડવા આવી હતી. અંધારૂં થઈ જતાં આ અજાણ્યા વનવગડાના પ્રદેશમાં કયાં જઇશું એવી ચિંતા પેઠી. ફક્ત એક ગાડીવાન અને હું આટલા બળદ, આખલા, ગાડાં અને સરસામાન લઇને નીકળીએ એ પણ જોખમ જ ને ? હવે શું કરવું ? માથે પડી વિશ્વદેવા. અમે બંને જણ કેટલાક માઇલ આગળ ચાલ્યા. સદ્ભાગ્યે એક સીદી છોકરાને અઢી રૂપીઆ મજૂરી આપવાની કરી અમારી સાથે લીધો. સાંજના વખતે બે વલંદા ખેડૂતોએ આવી અમારાં ગાડાં અટકાવ્યાં !

તેમણે કહ્યું કે: "ઘવાયેલો સીદી ગાડીવાન અમારા ખેતર આગળ જ પડયો છે; તેની સ્થિતિ દુઃખદાયક છે. થોડોક બંદૂકીઆ દારૂ આપો ને !" એ લોકોને ખાત્રી હતી કે દારૂ લગાડવાથી ઘાયલ માણસ સાજો થાય છે ! મને તો સમજણ ન પડી કે દારૂથી તે જખમ કેવી રીતે રૂઝાતો હશે ! પણ તેનો વિચાર

કર્યા કરવાથી કાંઈ ઉપયોગ ન હતો.

રાતના લગભગ આઠ વાગે એક સીદીગામે જઈ પહોંચતાં અમે શાંતિનો દમ ખેંચ્યો, અને રાત આરામથી ગુજારી.

બીજી સવારે અમે વહેલા બહાર નીકળી પડેલા. પણ નદી ઊતરીએ છીએ, એટલામાં જોયું તો નદીકાંઠે દસબારેક મગર પડેલા હતા. તેઓ એવા તો એકમેક સાથે ગંઠાઇને પડયા હતા કે તેમની પૂંછડી કયાં છે ને માથું કયાં છે તેજ પારખવું મુશ્કેલ હતું! એક મગર મોં વકાસી પડયો હતો. તેનાં ભયંકર જડબાં જોતાં જ હું તો ગભરાટથી થરથરી ઊઠયો. તેમ છતાં હું અહીં એક મોટા મગરનો શિકાર કરી શકયો.

અહીં રસ્તો સારો ન હતો. આગળ વધતાં વધતાં બીના લાંબા ઘાસથી છવાયલા વિકટ રસ્તા પર ચાલવાનું હતું. ચાલતાં ચાલતાં, વચમાં, રસ્તાની બાજુએ એક ગેંડો જોવામાં આવ્યો. તેને જોતાં જ, ઝાડીને ઓથે રહી મેં એક ગોળી છોડી, પણ તે તેને વાગી નહિ. ઊલટો મને જોઇ જતાં તે મારા તરફ દોડી આવવા લાગ્યો. મેં તેની છાતી પર એક બીજી ગોળી છોડી. તે વાગતાં જ ભયંકર ચીસ પાડી ઘણી ઝડપથી તે જંગલમાં અદૃશ્ય થઇ ગયો! હું તેની પૂંઠે પડવા જતો હતો, પણ સીદી નોકરોએ કહ્યું કેઃ "એમ કરવામાં જોખમ છે. એના જૂથમાં બીજા પણ અનેક ગેંડાઓ હોવા જોઇએ. એ એકલો ન હોય.

પહાડ પરથી જોયું તો તેમની વાત સાચી પડી. લગભગ પાંચ છ ગેંડા ચરતા દેખાયા. હવે મને સમજાયું કે સીદીઓને પોતાના દેશના જાનવરોના અવરજવર વિષે મારા કરતાં વધારે માહિતી હતી!

પછી અમે સેન્ટ લુઇ નદી ઊતર્યા. એ નદી સંબંધી અગાઉ

વર્ણન કરેલું જ છે. દક્ષિણ આફ્રિકાની એ ઘણી મોટી, વિશાળ નદી છે. અને એને કિનારે જે જંગલઝાડી છે ત્યાં પુષ્કળ શિકાર મળી શકે છે.

કાંઠા પર સીદીઓનું એક નાનું ગામ છે. તે નાનું હોવા છતાં ત્યાંના લોકોની સ્થિતિ ઘણી સારી લાગી. અમે અહીં જ મુકામ કર્યો.

**૬ઠ્ઠી અક્ટોબર સને ૧૮૫૫:**

આજે આખો દિવસ વરસાદ ચાલુ રહ્યો. અમારા તંબૂની જગ્યા બહુ સારી હતી. અહીંથી થોડેક દૂર અનેક ગોરા ખેડૂતોનાં ખેતરો અને પરાં વસેલાં હતાં. તે સ્થાન પણ મનોહર હતું. આથે ઉગમ્મો પર્વતમાળા દેખાતી હતી. તેના ઉપર લીલાંછમ વૃક્ષોનો દેખાવ બહુ રમણીય લાગતો હતો. અહીંના જંગલોમાં અને પર્વત પર ઘણાં સિંહો વસે છે. હું આ વખતે એક નાના તંબૂમાં હતો. પાસે જ નાની મોટી ડાળીઓથી ભરચક એક મોટું વિશાળ વૃક્ષ હતું. તેની નીચે તંબૂ ઠોકવાનું કારણ એટલું જ હતું કે વખતે કાંઈ આફત આવી પડે તો ઝટપટ ઝાડ પર ચડી જઈ જીવ બચાવી શકાય ! મારા તંબૂથી થોડેક છેટે સીદી નોકરોએ સરસામાન સહિત પડાવ નાખ્યો હતો. અમારી સાથે માંસ વગેરે ખોરાકીસામાન પુષ્કળ પ્રમાણમાં હતો. એટલે તે સંબંધી તો અમને ઝાઝી ચિંતા ન હતી. મેં ઝાડની ડાળીએ માંસ લટકાવી રાખ્યું હતું. ને તે પણ એટલે ઊંચે, કે કૂતરાં કે બીજું કોઈ જાનવર, ગંધ આવવા છતાં, પહોંચી જ ન શકે.

સંધ્યાકાળ થતાં પહેલાં હું તંબૂ આગળ એક નાની આરામ-ખુરસીમાં પડ્યો પડ્યો ચુંગી પીતો હતો, એવામાં તદ્દન નજીક જેવી સિંહની ગર્જના સંભળાઈ. હું બંદૂક લઈ સજ્જ થઇ ગયો. ધીમે ધીમે

સાંજ પડી. ચોમેર અંધકાર ફેલાઈ ગયો. વગડામાંથી જાતજાતના અવાજ સંભળાતા હતા; પણ તેમાં કાંઇ સિંહની ગર્જના સાંભળવામાં ન આવી. સિંહ ફરીથી દેખાયો જ નહિ. મેં ધાર્યું કે કાંઇ હરકત નહિ–હમણાં દેખાશે. આમ નચિંતાઇથી બેઠો હતો, એવામાં ભયંકર વેગથી તંબૂ હાલવા લાગ્યો. અને બે સીદી છોકરા ભયથી ધ્રૂજતા ધ્રૂજતા મારી પાસે આવી કૂદી પડયા!

મેં પૂછ્યું: "કેમ, શું થયું?"

તેઓએ જણાવ્યું કે ઝાડની ડાળે જે માંસ લટકાવી રાખ્યું હતું તે ખાવા માટે એક સિંહ કુદાકૂદ કરી છાનોમાનો સટકી ગયો!

"ઓત્તારીની? ને મને એટલી ખબરે ન પડી?" હું બબડી ઊઠયો.

સિંહની આ ચાલાકી ખરેખર વખાણવા લાયક હતી. રાત્રે બીજી કાંઇ ઉપાધિ થઈ નહિ. બીજે દિવસે, સવારમાં, અહીંનાં લોકોને પૂછતાં તેમજ ચોમેરની સ્થિતિ જોતાં સમજાયું કે અહીંઆં જાતજાતનો શિકાર મળશે.

પણ બીજો દહાડો તો સાવ ખરાબ ઊગ્યો. તેનાં તે જ વાદળાં, વરસાદ, ને તેનો તે જ વાવંટોળીઓ; અમારા બીછાનાં વગેરે સરસામાન તદ્દન ભીંજાઈ ગયો.

## ૧૦મી ઓકટોબર:

આજે સવારમાં મેં એક ઇન્યાલા (Inyala) એટલે એક જાતના કાળીઆર હરણને ગોળી મારી. ગોળી ખાતાં જ હરણ ઝપાટાભેર નાસવા લાગ્યું ને મને તેનો ફરીથી પત્તો ન જ લાગ્યો. આ જાતનાં હરણ સાવ જંગલી છે. એમનો શિકાર કરવાનું ઘણું કપરું છે. પાછા

ફરતાં, રસ્તામાં, મેં એક બીજા કાળીઆર હરણ પર ગોળી છોડી, તે વાગતાં જ હરણ બેહોશ થઇ પડયું. તેની વધારે નજીક જઈ ગોળી મારવાના વિચારથી હું નિશાન તાકતો હતો એવામાં એક ઘનઘોર ઝાડીમાં તે અદૃશ્ય થઇ ગયું. મારા નોકરો ધારતા હતા કે આજે અલૌકિક હરણનું માંસ ખાવા મળશે, તેમાં આમ ઓચિંતું વિઘ્ન નડયું!

આમ નિરાશ થઇ, અમે કેટલેક દૂર એક ખુલ્લા મેદાનમાં જઇ જોયું તો કેટલાંક તરસે (હાયેના) તે ઘવાયલા હરણને ચોમેરથી હુમલો કરી ઘેરી લીધું હતું! એ પ્રાણીઓ માંસનાં એવાં અટલ સ્વાદિયાં છે કે માંસની ગંધ આવતાં જ તેઓ અત્યંત વિકરાળ બની જાય છે! અમારો પગરવ સાંભળી તથા સીદીઓના બૂમબરાડાથી તેઓ બીને ભાગી ગયાં. એક પણ તરસને ગોળી મારી શકાઇ નહિ. તેમની સાથે મરવા પડેલું હરણ પણ કોણ જાણે કયાંય ગુમ થઇ ગયું! ત્રણ ચાર કલાક પછી મારા નોકરોએ આવીને કહ્યું કે હરણનું તો કાંઇ નામ-નિશાન જ જણાતું નથી! તરસોએ મળી અભાગી હરણના ટૂકડેટૂકડા કરી નાખેલા ને બધુંય ચપાટી ગયાં હતાં. તરસ જેવું માંસનું લોભીઉં પ્રાણી બીજું એકે નહિ હોય. ત્યાંથી પહાડ તરફ, જ્યાં સપાટ પ્રદેશ હતો તે બાજુએ અમે શિકાર શોધવા નીકળ્યા. સાથે બેત્રણ સીદી નોકરો અને મારો કૂતરો પણ હતા. થોડેક દૂર જતાં જ કૂતરાએ કારમી ચીસો પાડી. જોઇએ છીએ, તો માત્ર ત્રીસ વાર છેટે બે સિંહણો એકીટસે અમારા સામું જોઇ રહી હતી! મારા સીદી નોકરો એ બે સિંહણોને જોતાં વારને જ હાંફતા હાંફતા તંબૂ તરફ દોડી આવ્યા. કૂતરો તો બાઉવાઉ બાઉબાઉ ભસભસાટ કરતો તેમની પાછળ પાછળ ગયો. હું ક્ષણ વાર તો નિરાશ થઇ ઊભો, રહ્યો અને શું કરવું તેનો



[માત્ર ત્રીસ વાર છેટે બે સિંહણો
એકીટસે અમારા સામું જોઈ રહી હતી !]

વિચાર કરતો હતો, પણ અજબ વાત એ થઈ કે મારે કાંઈ કરવું જ ન પડયું. બંને સિંહણો ધીમે ધીમે ઝાડીમાં પેસી ગઇ. કેમ પેસી ગઇ, તે તો રામ જાણે ને જાણે તે પોતે !

હું તંબૂ તરફ પાછો ફરવા જતો હતો, ને નદીકાંઠે થોડાંક પગલાં ચાલ્યો હોઇશ, એટલામાં એક ઝાડીમાંથી બે જંગલી પાડા બરાડા પાડતા બહાર નીકળી આવ્યા; અને મારી સામે માત્ર દસબાર વાર છેટે જ આવી રહ્યા. આવી સ્થિતિમાં ગોળીઓ છોડયા વિના બીજો રસ્તો ન હતો. એક, બે, ત્રણ-એમ એક પછી એક ત્રણ ગોળીઓ છોડી. એકને તો પૂરો જ કર્યો. પણ બીજો ભયંકર ત્રાડ મારતો મારતો ઘોર જંગલમાં લપાઈ ગયો.

અહીં આવો શિકાર મળતો હતો તે જાણી અમે ઘણા આનંદમાં દિવસ વીતાવતા હતા. પણ બહુધા અમે હરણનો જ શિકાર કરતા. એક દિવસની વાત કહું: સહેજસાજ વરસાદ પડતો હતો. અને પહેલાં જે જગ્યાએ તંબૂ નાખ્યો હતો ત્યાંથી તેને કેટલેક છેટે ખેંચી આણ્યો હતો. અહીં અમારી ટોળીમાં આજકાલ માણસોનો ઠીક ભરાવો થયો હતો. કેમકે બીજી પણ બે શિકારી ટોળીઓ આવી પહોંચી હતી. અમારા તંબૂની આ જગ્યા પણ ઘણી સરસ હતી. આજુબાજુનો દેખાવ બહુ રમણીય હતો. આ સ્થાનની ત્રણે બાજુએ નદી વહેતી હતી. તંબૂની આસપાસ એક મોટું વિશાળ ઝાડ હતું. પાછળ **તેગોયાન** નામે એક પહાડ આવેલો હતો. તેનાં કાળા, સુંદર શિખર પર હું ચડયો. પહાડ પર વિશાળ મેદાન હતું. ચોમેર માણસોનાં હાડપિંજરો અને ખોપરીઓ પડેલી હતી. દેખાવ જાણે કોઇક સ્મશાનભૂમિ જેવો લાગતો હતો! સાંભળવા પ્રમાણે આ પહાડ પર એક વખત એક આબાદીભરેલું ગામ વસેલું હતું. તે વખતે અહીં પુષ્કળ માણસોની વસ્તી હતી. એક વાર કમનસીબે અહીંના મુખીને પાસેના ગામના મુખી સાથે તકરાર થઈ. તે બીજા મુખીનું નામ **ચરકા** હતું. એક દિતસ રાતની વખતે ચરકા મુખીનાં હજારો માણસોએ આવી આ ગામનાં ઊંઘતાં અને બેખબર માણસોને મારી નાખ્યાં! સ્ત્રી, પુરુષ, છોકરાં કોઈ જ બચવા પામ્યું નહિ. તે દિવસથી આ સુંદર પર્વત પરના ઊપલા ભાગમાં વસ્તી નથી; અત્યારે તો અહીં બબૂનો (એક જાતનાં વાંદરાં) વસેલાં જોવામાં આવે છે. તેઓ કચબચ કરી ઘણા આનંદથી ચોતરફ દોડાદોડ કરી મૂકે છે. આ ડુંગરાઉ ગામ સાવ ઉજ્જડ છે. હું નીચે પડેલી એક ખોપરી ઉપાડી હાથમાં આમતેમ ફેરવવા લાગ્યો. મને તે વખતે નાનપણમાં ભણેલી The Battle of Blenheim ની કવિતા યાદ આવી:

It was a summer evening
Old Kaspar's work was done,
And he before his cottage door
Was sitting in the sun;
And by him sported on the green
His little grandchild, Wilhelmine.

She saw her brother Peterkin
Roll something large and round,
Which he beside the rivulet
In playing there had found;
He came to ask what he had found
That was so large and smooth and round.

Old Kaspar took it from the boy,
Who stood expectant by;
And then the old man shook his head.
And with a natural sigh,
"Tis scme pcor fellow's skull (said he);
Who fell in the great victory."

થોડીક વાર ખોપરી લઇને તે નિર્જન પહાડ પર બેઠાં. બેઠાં મેં ફેરવ્યા કરી. પછી તે ફેંકી દીધી. તે ગબડતી ગબડતી દૂર જઇને પડી.

જે દિવસની આ વાત કહું છું તે દિવસે સવારમાં જોયું તો મારા તંબૂથી લગભગ ૩૦૦ વાર છેટે એક જંગલી ભેંસ અને પાંચ કાળા ગેંડા ચરતા હતા. અમે તેમના પર ગોળીઓ

છોડી નહિ, કેમકે અમારા તંબૂમાં ખાવાનાની ખોટ ન હતી એટલે તેમને મારવાની અમને તમા ન હતી. બિચારાં પ્રાણીઓ નિર્ભયતાથી ચરતાં ચરતાં થોડી વારમાં અદશ્ય થઈ ગયાં !

કેટલાક વખત પછી, બરાબર તે જ જગ્યાએ, પાછો એક સફેદ ગેંડો ઊભેલો જણાયો. તેને મોઢે સુંદર શિંગડું હતું, પણ તેનો યે અમે શિકાર ન જ કર્યો. ખરેખર, આ ભાગમાં ગેંડાનો શિકાર કરવાનું કામ જરાય કઠણ નથી, છતાં કોણ જાણે કેમ–કોઇને તે કરવાનું મન જ થતું નથી ! આ જંગલી પ્રાણીઓ સ્વતંત્રતાથી નિશ્ચિંતપણે ચરતાં હોય છે એ વખતે દેખાવ બહુ રમણીય લાગે છે !

એક વાર એક સીદીએ વાતેવાતમાં જણાવ્યું કે પાંડાના રાજાના કુંવરો બાપના મરણ પછી કોણ રાજા થશે તે બાબતમાં ખૂબ મારામારી પર આવી ગયા છે. આ દેશનો રિવાજ જ એવો છે ! પાંડાનો રાજા જીવતાં પણ આવું તોફાન જાગે, તો તે મરી ગયા પછી કેવી યાદવાસ્થળી થાય તેનું તો પૂછવું જ શું ? આવા વખતે ગામનાં ગામ ઉજ્જડ થઈ જાય છે. બે સગા ભાઇઓના રાજ્યલોભથી આ પ્રદેશમાં આમ ક્રાન્તિયશની તૈયારી હતી!

અમે અહીં ઘણા દિવસ ગુજાર્યા. વખત પણ ખૂબ મજામાં પસાર થતો હતો. એક વાર પાસેના મિશનરી મથક તરફ જવા નીકળ્યા, કારણ કે કેટલાય દિવસથી બહારની દુનિયામાં શું થાય છે ને શું નહિ તેનો અમને કાંઈજ ખ્યાલ ન હતો. એટલે દેશના સમાચાર જાણવા અમે ઘણા વ્યાકુળ બની ગયા હતા. તેથી તંબૂ ઉપાડી અમે રવાના થયા. લગભગ આખો દિવસ વરસાદ આવ્યા જ કર્યો; પણ સાંજ પડતાં પહેલાં તો અમે મિશનરીના મુકામે જઈ પહોંચ્યા.

આ પ્રમાણે મિશનરીના મુકામે અચાનક જવાનું બીજું પણ એક કારણ હતું. કેમકે જે સીદીઓના ગામમાં અમે રહ્યા હતા, તેના મુખીએ અમને એક દિવસ કહ્યું કે: "તમે લોકો હવે અમારો દેશ છોડીને ચાલ્યા જાવ, કારણ કે અમારા દેશના પાંડા રાજાની પાછળ ગાદીએ કોણ આવશે તે બાબત બંને કુંવરો વચ્ચે ભયંકર લડાઇ ચાલુ થઇ છે—અમે પણ તેમાં જરૂર ફસાવાના. તે વખતે અમારાથી તમારો કોઇ રીતે બચાવ કરી શકાવાનો નથી." તેમની આ દલીલ આગળ અમારે બીજું કાંઈ કહેવાનું હતું જ નહિ. વીસપચીસ હજાર માણસોનો હુમલો થાય ત્યાં શી રીતે બચાવ થાય ? આથી આ સ્થળે રહેવું અમને દુરસ્ત લાગ્યું નહિ. અમે અમારી સાથેની ઘણીખરી ચીજો અને સરસામાન પણ તે ઝૂલુ સરદારના તાબામાં સોંપી દીધો. ઝૂલુઓ જેવા સદાચારી, ભલા અને સત્યવાદી લોકો જવલ્લે જ જોવામાં આવે છે ! આ બનાવને લગભગ સાત વરસ વીત્યા બાદ, હું તેમની પાસેથી મારી સોંપેલી ચીજો બધી પાછી લઇ આવ્યો હતો, પણ તેમાંથી એકે ચીજ ગેરવલ્લે પડી ન હતી !

મિશનરીઓ કહેતા હતા કે આ પ્રદેશ લગભગ વસ્તી વગરનો—ઉજ્જડ થઇ પડયો છે. ને ઝૂલુઓના ચોથા ભાગના માણસો મરી પરવાર્યાં છે. આ લડાઈ વખતે દેશમાંથી ભાગી જવાને **તુગેલા** નદી ઊતરતાં કાંઈ કેટલાય માણસોના જાન ગયા છે. તેમની સંખ્યાની કોણ ગણત્રી કરી શકે? આજ રસ્તે લગભગ ૮૦૦૦ ગાયો—વાછરડાં ગયાં છે. જીત મેળવનારાઓ પૈકી પણ ઘણા લોકો માર્યા ગયા છે. માણસો મારવા એ તો આ જંગલી ભયંકર જાતને ઉંદર કે માંકડમચ્છર મારવા સમાન તુચ્છ બાબત લાગે છે. એક દહાડો એક ઝૂલુએ હસતાં હસતાં કહ્યું: "મેં ૭ માણસો માર્યા છે."

બીજા એક જણે કહ્યું: "મેં પાંચ માર્યા છે."

ત્યારે એક ત્રીજો ઝૂલુ બોલી ઊઠયો: "મેં વીસ માર્યા છે." તેમાં કેટલા યુવાન, કેટલી સ્ત્રીઓ, કેટલાં છોકરા તેણે મારેલાં તે પણ હસતાં હસતાં તેણે જણાવી દીધું!

જે પાંડાના સરદારના રાજ્યલોભને ખાતર તેના છોકરાઓ અંદર અંદર લડી દેશમાં લોહીની નદીઓ વહેવડાવી રહ્યા હતા, તે જ પાંડાનો રાજા પોતે પણ રાજા થતી વખતે તેના સગા સાત ભાઇઓના ખૂન રેડીને જ તૃપ્ત થયો હતો!

રાજાના જીવતાં જ આ ભયંકર લડાઇથી દેશનું આમ સત્યાનાશ વળી ગયું હતું! તે આ હત્યા અને રક્તપાતનો આનંદ ભોગવી રહ્યા હતો. વિજયી સીદીઓએ કહ્યું કે તુગેલા નદીનું પાણી લોહીથી લાલ લાલ થઇ ગયું છે! અને આઠ માઇલ દૂર આવેલી **ઇનોની** નદીના જળમાં અસંખ્ય મુડદાં તણાઇ જાય છે. આ રસ્તે ચાંગળુંભર પીવા જેવું સારૂં પાણી કયાંય નહિ મળે. અમારે આખો ય રસ્તો મુડદાં ખુંદીનેજ કાપવાનો હતો!

આવી સ્થિતિમાં મને વહેલા વહેલા મુકામે પહોંચી જવાની આતુરતા થઇ, કેમ કે થોડા જ વખતમાં પાછો વરસાદ તૂટી પડે એમ લાગતું હતું; ને આ દેશનું કામ એવું છે કે વરસાદ પડવા માંડે કે પછી તે સહેજમાં રહી જતો નથી. નદીમાં પૂર આવી જાય છે, ને પૂર આવ્યું કે અહીંથી પાછા ફરવાનો ઘાટ જ ન આવે. આવી તુગેલા નદી પાર ઉતરવા હું તલપાપડ થઇ રહ્યો હતો; પણ મારા સીદી નોકરો મને અનેક રીતે ગભરાવતા હતા. મારી સાથે જે સીદીઓ હતા, તેમાંના એક વિષે મારે જરૂર ઉલ્લેખ કરવો પડશે. તેનું નામ **માહોતકા** હતું. આગાઉ એ માણુસ મિ. એલીફંટ વ્હાઇટ પાસે કામ કરતો

હતો. તે મને છોડીને કયાંય જતો નહિ; ને હંમેશાં આફતની વખતે મારી પાસેનો પાસે જ ખડો રહેતો.

મોહોતકાએ પણ મને સલાહ આપી કે આ દેશ છોડીને ચાલ્યા જ જાઓ; એટલે હું તો મિ. ઇયાન નામે એક વસાહત-વાસીને ત્યાંથી ઘોડો માંગી લાવ્યો, ને સવારના પહોરમાં જ રવાના થયો. ઠંડીનો દિવસ હતો; પવન પણ સુસવાટાભેર વાતો હતો; પણ આગલી રાત્રે થોડોક વરસાદ વરસ્યો હતો એટલે ઠીક લાગતું હતું.

અમે લગભગ બારેક માઇલની મજલ કરી નાખી, રસ્તે ચોગરદમ દુર્ગંધ દુર્ગંધ પ્રસરી રહી હતી. ઠેરઠેર, માણસનાં મુડદાંના ઢગલેઢગલા લાગી ગયા હતા. પુરુષો, સ્ત્રીઓ, છોકરાં-છૈયાં બધાંનાં મુડદાં લોહીથી નીગળતાં જણાતાં હતાં. લડાઇનો પોશાક પહેરેલા કાંઇ કાંઇ લડવૈયાનાં મુડદાં રઝળતાં હતાં. ખેડૂતો પોતાના સરસામાન સાથે ભોંયભેગા થઇ ગયા હતા. બાપ રે બાપ ! કેટલી દુર્ગંધ ! શ્વાસ પણ ગુંગળાઇ જતો હતો; ને પેટમાં અકળામણ અકળામણ થઈ ગઇ હતી. મારી સાથેના સીદીઓ પણ મુડદાં દેખી કમકમી ગયા હતા. ને તેનાથી બને તેટલા દૂર રહી ચાલતા હતા; પણ તુગેલા નદીની લગભગ આવતાં જ એમની અકળામણ વધી ગઇ. રસ્તાની બંને બાજુએ ઢગલાબંધ મુડદાં પડેલાં એટલે શું કરે ? ભયથી ધ્રુજતાં ધ્રુજતાં મુડદાંને ખુંદીને અમે ચાલ્યા જતા હતા ! કેવો કમકમાટીભર્યો દેખાવ ! કેટલેક ઠેકાણે તો માની પીઠે નાનાં નાનાં ભૂલકાં બચ્ચાં બાંધેલાં દેખાતાં હતાં; મા મરી ગઇ હતી ને બચ્ચાં ય રામશરણ પહોંચી ગયેલાં ! મને થયું કે આ ધરતી તે કેટલી નિર્દય કહેવાય ?

માણસ કેટલા દહાડા માટે દુનીઆમાં આવે છે ! પણ તેટલા થોડા સમયમાં પણ આટલી જીવહત્યા, આટલી નિર્દ-

ચતા–! માણુસ પર માણુસજાતનો કેટલો ભયંકર અત્યાચાર?

થોડેક દૂર ચાલ્યા પછી અમને સિપાઇઓની એક ટોળીનો ભેટો થયો. તે લોકો ઝાડની ડાળીઓ હાથમાં લઈ વિજયના ગર્વમાં આસ્તે આસ્તે ચાલ્યા જતા હતા.

તેમને જોઇને હું પહેલાં તો જરા ગભરાયો, પણુ આવા સ્થળે ગભરાઈ ગયે શી રીતે પાલવે? એમ ધારી મેં બંદૂક ઊંચી ધરી કહ્યું: "કેમ છો? મજામાં તો છો ને?"

"તમે તો કુશળ છો ને?" તેઓ તરફથી જવાબ મળ્યો.

મેં કહ્યું. "હા."

એ પાંડાના રાજાના નાના કુંવરની લશ્કરી ટુકડી હતી; સિપાઇઓએ મારી સાથે ઘણુ સારૂં વર્તન ચલાવ્યું ને કહ્યું કે તમે અમારા કોઈ પણ પક્ષમાં ભાગ લીધો નથી. એટલે તમારે ફાવે ત્યાં જવામાં કોઇ પણ હરકત નહિ કરે. પણુ એટલી ભલામણુ કરી કે તમે અમારા લોકોની પાસેથી જે ગાય વાછરડાં આણ્યાં છે, તે પાછાં આપી દો. નદીકિનારે આવી જોયું તો લગભગ ૧૫૦ માણુસો નદી ઊતરવાના ઘાટ પર બેઠા હતા. નદીમાં સખત પૂર આવ્યું હતું. મહામહેનતે એક હોડી મળી ગઇ એટલે હું નદીપાર ઊતર્યો અને ઠરાવેલા સ્થળે સહીસલામત જઇ પહોંચ્યો.

હવે આ સ્થળે જંગલી પાડાના શિકાર સંબંધી એક બે કિસ્સાઓનું વર્ણુન કરી આ પ્રકરણુ ખતમ કરીશ.

એક દહાડો સાંજના પહોરે તુગેલા નદીને કાંઠે પડાવ નાખી અમે પડયા હતા. આખો દિવસ શિકાર કરવામાં જ કાઢયો હતો, એટલે મારા ઘોડાને ચરવા છૂટો મૂકી દઇ વિચારમાં ને વિચારમાં હું કાંઠા પર આંટા મારતો હતો.

એવામાં કાંઠાના નીચલા ભાગમાં કાદવકિચ્ચડની અંદર એક પ્રચંડ જાનવર નજરે પડયું. મેં ધાર્યું કે વખતે ગેંડો હશે; પણ બીજી જ ક્ષણે ધ્યાનમાં આવ્યું કે એ તો જંગલી પાડો હતો. તત્કાળ તેની છાતી સામે તાકીને મેં ગોળી છોડી, ને ગોળી વાગતાં જ પાડો પહાડ તરફ નાઠો. હું પણ તેની પાછળ પાછળ દોડયો. ધીમે ધીમે અંધારૂં થવા લાગ્યું. કાંઇ ચોકખું દેખાય જ નહિ. માત્ર કાંટાઝાંખરાની પાછળ કોઈક મોટા આકારનું જનાવર ઝાંખું ઝાંખું દેખાયા કરે. પાસેના એકાદા ઝાડ પર ચડી જઇ ગોળી છોડવાના વિચારથી હું આમતેમ જોતો હતો, પણ એવું કાંઇ ઘાટબંધ ઝાડ જોવામાં ન આવ્યું. પછી વિચાર કર્યો કે ઘોડા પર બેસી પાડાનો પીછો લઉં. આમ વિચાર આવતાં, જમણે હાથે ઘોડાની લગામ અને ડાબે હાથે બંદૂક પકડી હું ઘોડા પર બેસવા જતો હતો એવામાં પાડો ઝાડીમાંથી અચાનક એવો જોસભેર ધસી પડયો કે મારો ઘોડો ભડકીને ગુલાંટ ખાઈ ગયો. હું પણ ભોંય પર પછડાયો. જમણો હાથ ઘોડાની લગામમાં ભરાઈ ગયો. ડાબા હાથમાંની બંદૂક છટકી ગઇ. ને હું ઘોડાના પેટ નીચે, તેના પગની વચ્ચે આવી પડયો. કેવી ભયંકર સ્થિતિ! એટલી થોડી વારમાં આવો આફતભર્યો પ્રસંગ બની ગયો કે હું તત્કાળ ભાન ભૂલી ગયો!

તે સાંજે મેં માત્ર આ પાડાને એક જ ગોળી મારી હતી.

બીજે દિવસે સવારમાં નદી તરફ ફરવા જતાં જણાયું કે તે પાડો મરેલો પડયો હતો. મારી ગોળી તેની છાતીમાં થઇને સોંસરી નીકળી ગઈ હતી. કેવું અદ્દ્ભુત! આજના શિકારથી મને ખૂબજ આનંદ થયો. આ તો એક દિવસના બનાવની વાત થઈ.



પાડો ઝાડીમાંથી અચાનક જોશભેર ધસી આવ્યો. મારો ઘોડો ભડક્યો ને ગુલાંટ ખાઈ ગયો. ને હું ઊછળીને ભોંય પર પછડાયો.

હવે બીજા એક દિવસની, પોનગોલા ખાતે બનેલી, વાત કહું. તંબૂમાંથી જણાયું કે ખુલ્લા મેદાનમાં પાડાનું એક ટોળું ચરતું હતું. મારા સીદી નોકરોએ જણાવ્યું કે તમે આ પાડાના ઝુંડ પાસે જઈ શિકાર કરો. તરતજ હું તેમને સાથે લઈ ખુલ્લા મેદાનમાં પાડાઓના ઝુંડની સામે જવા નીકળ્યો. સાથે બેએક ભરેલી બંદૂકો પણ લઈ લીધી.

પણ ગોળી મારવી કયાંથી? ત્રણ ફૂટ ઊંચી અને ચાર ફૂટ પહોળી ઝાડીની અંદર હું તો બંદૂક તાકીને બેસી રહ્યો. બીજી તરફ મારા માણસો પર હલ્લો કરવાને તે પાડાનું ઝુંડ પણ પૂરપાટ દોડી આવતું હતું. ઝુંડમાં ઓછામાં ઓછાં પચીસ ત્રીસ જંગલી પાડા હશે! હું તો ભારે મુંઝવણમાં આવી પડયો. જો તેઓ એકીસામટા ઝાડીની નજીક આવી પહોંચે ને હું ત્યાં બેઠેલો હોઉં તો એ ઝનૂની પાડાઓ મને પીંખીને મારી જ નાંખે! આવો વિચાર આવતાં હું એક કારમી ચીસ પાડી, હાથમાં બંદૂક લઈ, ત્રણચાર હાથ ઊંચે કૂદીને પડયો. મારી આવી અદ્‌ભુત તરકીબ અને ચીસથી પાડા ચમકયા અને ક્ષણવાર સ્તબ્ધ થઈ ગયા. આ તકનો લાભ લઇ એક સરસ, હૃષ્ટપુષ્ટ પાડા સામે મેં તાકીને ગોળી છોડી. પાડાનું ઝુંડ તો ગોળીનો અવાજ સાંભળી વિકટ ચીસો પાડતું, ધૂળ ઉરાડતું, ચોમેર અંધકાર ફેલાવી દઈ પહાડ તરફ નાસવા લાગ્યું. હું પણ ગોળીઓ પર ગોળીઓ છોડવા લાગ્યો. લગભગ અર્ધો કલાક પછી તપાસ કરી તો માત્ર એક જ પાડો મરાયો હતો! સીદીઓ અતિશય હર્ષથી તેને તંબુમાં ખેંચી લાવ્યા.

જંગલી પાડાનો શિકાર કરવાનું કામ બહુ મુશ્કેલ છે. તે એટલી ઝડપથી દોડી શકે છે કે ઘણી વાર તો નિશાન તાકવાનું જ

ફાવતું નથી. જંગલી પાડાનો શિકાર કરવા જતાં હું ઘણી વાર આફતમાં આવી પડયો હતો ! એક વાર એક પાડાને ગોળી માર્યા પછી ગોળી ખાતાં જ પાડો મારા પર તૂટી પડયો અને મારા માથામાં એવો તો સખત શિંગડાંનો ઘા કર્યો કે હું બેભાન થઇ પડયો. તે પાડાનો તો પછી પત્તો જ ન લાગ્યો ! એટલા માટે કહું છું કે જંગલી પાડાનો શિકાર કરવાનું કામ હાંસીખેલ નથી !



## પ્રકરણ ૫મું

## જિરાફનો શિકાર

આ વખતે હું જે ભાગમાં શિકાર કરવા આવ્યો હતો, તે ભાગનું નામ 'મેરિકો' હતું. એ દેશ બહુ ફળદ્રુપ છે. ચોમેર ઝાડપાન ભરપૂર છે. સાધારણ ગરમ પ્રદેશ ખરો; પણ પાણીની જરાય તંગી નહિ એટલું એક સુખ હતું. અહીં નદીઓ બે ત્રણ, નાની નાની છે; પણ ઝરણો ઘણાં છે. અહીંના પહાડો મોટે ભાગે શિલા અને પથરાથી ભરપૂર હોવા છતાં ઉપરનો ભાગ સપાટ છે. તેથી ખેતીવાડીની દૃષ્ટિએ અને વસવાટની દૃષ્ટિએ આ નાનકડો દેશ સરસ કહી શકાય. પણ પૂરતો શિકારબિકાર મળતો નથી !

અહીં ચોમેર બોઅર જાતના લોક ખેતીવાડી કરવા વસેલા છે. તેઓએ અમારા પ્રત્યે ઘણો માયાભાવ બતાવ્યો. મિ. સ્વૉર્ટ્ઝ નામે એક ખેડૂતનું ઘર હતું. તેને તો એક અતિથિ-

શાળા કહીએ તો પણ બીલકુલ અતિશયોકિત નહિ કહેવાય. જ્યાંથી જે કોઈ આવતા તે અહીં એક બે દિવસ રહી ખાન-પાનથી તૃપ્ત થઇ વિદાય થતા. બોઅર લોકો ઘોડેસવારી, શિકાર, દોડાદોડ એ બધી વાતે શોખીન. નાચ ગાનમાં પણ પૂરા. બોઅર સ્ત્રીઓ પણ દેખાવડી. તેમનાં લગ્ન નાનપણમાંજ થાય છે. છતાં તે બધાંય લાંબું આવરદા ભોગવે છે. દરેકનો કુટુંબ-વિસ્તાર પણ મોટો, ને તેથી ઘડપણ આવવા છતાં તે કોઈ જાતની દુઃખી કે દરિદ્ર સ્થિતિમાં આવી પડતાં નથી. કોઈ કહેશે કે ત્યારે શું તેમનામાં કોઇ ગરીબજ નહિ હોય ? છે. કેમ ન હોય ? પણ તેમની ગરીબી એટલી ખુલ્લી પડી જતી નથી. ગરીબ હોય છે તે પણ નિરાંતે રોટલો ખાય છે. આ ભાગમાં મોંઘવારી કે અછત જેવું તો કંઇ છે જ નહિ ! કેમકે ખોરાક, કપડાં વગેરે હંમેશના ઉપયોગની ચીજો છે તે તેઓ જાતેજ પેદા કરી લે છે. બોઅર લોકોમાં લગ્નનાં સાટાં પણ સામાન્ય છે. લગ્ન કરતી વખત પહેરામણી આપવાં પડે છે, પણ તે ઝાઝું હોતું નથી. કેટલાંક ઘેટાં, દુઝણી ગાયો, ખેતીવાડી માટે કેટલીક બળદજોડ, એકાદ સરસ ઘોડો—એટલાં વાનાં વરના બાપ કે વાલીએ આપવાં છે. આ પ્રમાણે લગ્ન પછી પતિપત્ની પોતાનો ઘરસંસાર માંડે છે. ધણીધણીઆણી બંને ખેતીવાડી, પશુપાલન, બાગબગીચા વગેરેના કામમાં લાગી જાય છે; આથી તેમને સંસારમાં તંગીના દુઃખની હાયવરાળ ભોગવવી પડતી નથી !

અહીંથી હું ઉપડયો, મિ. એડવર્ડ નામના એક ઓળખીતા ખેડુતના વાસ તરફ. સાથે ત્રણ બળદગાડી, નવ ઘોડા, અને ૪૨ આખલા હતા. બોઅરોનો આ સુંદર વાસો છોડી હું જવા નીકળ્યો, ત્યારે તેમણે બંદૂકના બાર કરી તથા જયનાદ ગજાવી મને વિદાય આપેલી, તથા ફરી અત્રે આવજો એમ વારંવાર

આગ્રહ કરેલો.

કેવું છે માણસનું મન–કોઇ પણ દેશ, કોઇ પણ પ્રજા; માનવમાત્ર સમાન છે. એજ માયામમતા, એજ સ્નેહપ્રીતિ સમાનભાવે માણસમાત્રના હૃદયમાં સર્વત્ર વસી રહેલી દેખાય છે !

હું જે રસ્તે મિ. એડવર્ડને ત્યાં જવા નીકળ્યો, તે રસ્તાની શોભા પણ ઘણી રમણીય હતી. બંને બાજુ મોટાં, સુંદર ઝાડોની હાર, ને ઉપર ઘાસથી છવાયલો લીલોછમ પ્રદેશ !

મિ. એડવર્ડની ખેતીવાડી બહુ જબરી હતી. તેમનું રહેવાનું મકાન અસલ તો છજાં, નળીઆં ને અટારીઓથી શોભાયમાન રાજમહેલ જેવું હતું પણ અત્યારે તેમાંનું ઘણું ખરું પડતલ હાલે હતું. અગાઉ જ્યાં દેવળ હતું, ત્યાં અત્યારે સીદી ખેડૂતો ઘૂસી ગયા હતા. મેં જઇ જોયું ત્યારે તો અંદર દસબાર સીદીઓ ખૂબ આરામથી, ખરા બપોરના વખતે પણ કૂતરાંની માફક ટુંટીઆં વાળી ઘોરતા હતા. આ વખતે અહીં મિ. કલેનબી ગોર્ડન નામે એક બીજો શિકારી પણ આવ્યો હતો. મિ. એડવર્ડ અત્યારે અહીં ન હતા. તે તો અહીંથી વીસપચીસ માઇલ દૂર, ખેતીનો નવો અડ્ડો ઊભો કરી તેને આબાદ કરવાના કામમાં મચી પડયા હતા. અઠવાડિયે એકાદ બે દિવસ અહીં આવી જતા; ને તે વખતે તેઓ જે ઘરમાં રહેતા તે ઘર નાનું સરખું હતું, પણ સુરક્ષિત હતું. ખેતીવાડીના કામકાજ માટે એક સીદી નોકર રાખેલો હતો. તે મિ. એડવર્ડને ત્યાં ઘણા દિવસથી રહેતો હતો. માણસ ઘણો વિશ્વાસપાત્ર અને મહેનતુ હતો. તેણે અમારા રહેવાની અને ખાવાપીવાની સર્વ વ્યવસ્થા, ખાસ મહેનત લઇને, બહુ સરસ રીતે કરી આપી.

મારા સાંભળવામાં આવ્યું હતું કે અહીં ઘણાં પ્રાણીઓનો શિકાર મળે છે; તેટલા જ માટે હું આ ભાગમાં આવ્યો હતો.

કંઇક આરામ લઇ, એક પ્યાલો કૉફી પીધી અને થોડાંક બિસ્કીટ ખાઈ હું જિરાફના શિકારની શોધમાં બહાર નીકળ્યો. મારા ત્રણચાર કૂતરા પણ સાથે સાથે ચાલતા હતા. હું જે ઘોડા પર બેઠો હતો તેનું નામ બ્રિયાન હતું. બ્રિયાન બહુ સરસ ઘોડો હતો; ને ફાવે તેવા શિકારની પાછળ કેમ ન પડયો હોય, પણ એકાએક ભડકી જતો નહિ.

રસ્તે ચાલતાં ચાલતાં છ સીદી ખેડૂતો સામા મળ્યા. મેં તેમને પૂછ્યું: "આટલા તેટલામાં કાંઈ જિરાફ જોવામાં આવ્યાં ?"

ઉત્તરમાં તે લોકોએ ભારે ઉત્સાહથી કહ્યું: "હા, અમે થોડેજ દૂર જિરાફનું એક ટોળું જોયું ખરું—"

કાંટાળા વનમાં થઇ, શિલાઓથી ઢંકાયલા પથરા ખૂંદી, ઘડીમાં ઊંચે ચડી, તો ઘડીમાં નીચે ઊતરી—આમ ઊતરચડ કરતો કરતો આખરે હું એક વિશાળ પ્રદેશમાં આવી પહોંચ્યો. અમારાથી લગભગ પાંચસો વાર છેટે આઠ જિરાફ ચરતાં હતાં. અમે સીધા તેમના તરફ ન જતાં આમતેમ વાંકાચૂંકા વળી, છેવટે જિરાફથી લગભગ વીસેક વાર જેટલે દૂર પહોંચ્યા. બિચારો બ્રિયાન (ઘોડો), હાથી, સિંહ ગેંડા, પાડા કોઇને પણ જોઇને કદિ ભડકે નહિ, તે આ વિચિત્ર દેખાવના જનાવરોની લાંબી ડોક જોઈ ગભરાઈ ગયો. મેં લગામ જોરથી ખેંચી તાણી બ્રિયાનને વાંસા પર ચાબૂકના ફટકા લગાવી કાબૂમાં આણ્યો. મારા સાથીઓ પણ ઘોડા પર જ હતા. પણ કોણ જાણે કેમ, તેમના ઘોડા તો જિરાફને જોતાં જરાય ન ભડકયા. બ્રિયાન પણ પછી તો ઠંડો પડયો. હું આ વખતે જિરાફની તરફ ઝડપથી ધસ્યો. નજીક પહોંચતાં પહોંચતાંમાં તો કેટલાંક જિરાફ નાસવા લાગ્યાં. પણ એક જિરાફ ઘણું નજીક હતું, તેના માથા પર તાકીને મેં ગોળી છોડી. ગોળી વાગતાં જ તે જિરાફ મારા માથા

પર થઈ એક પ્રચંડ ભૂસ્કો મારી ઘણા વેગથી દોડવા લાગ્યું. હું તેની પૂંઠે દોડવા લાગ્યો. મને લાગ્યું કે હું તેની પાછળ વીસેક માઈલ તો દોડ્યો હોઈશ–છતાં તેનો કાંઈ પણ પત્તો ન જ લાગ્યો. જિરાફ કાદવવાળા રસ્તામાં જોરથી છલંગો મારતું એટલા પથરા ઢેખાળા ઉડાડતું હતું કે મારે તે પંડનો બચાવ કરવો કે તેને ગોળી મારવી તેની સૂઝ પડે નહિ! મારા સાથી મિ. સ્વૉર્ટ્ઝ એક જિરાફણનો શિકાર કરવામાં ફાવ્યા ખરા. જિરાફની પાછળ દોડતાં મારી ટોપી ક્યાં ને ક્યાં પડી ગઇ હશે–તે પાછી ન જડી. તેની તપાસ કરવાને કેટલાક સીદીઓને કોડીઆંની માળાની લાલચ આપી મોકલ્યા. તેઓ પુષ્કળ શોધ કરી આખરે ટોપી શોધી તો લાવ્યા.

બીજે દિવસે અમે બીજે શિકારે ગયા નહિ.

## ૨૧ સપ્ટેંબર (૧૮૫૭)

આજે સીદીઓના ક્રોલોબેંગ નામે ગામે આવ્યા. અહીં અમે જાણીતા ડૉ૦ લિવિંગ્સ્ટનના મકાનનાં ખંડેરો જોયાં–અત્યારે તો તે જગ્યાએ બોઅર લોકો ખેતી કરતા હતા. ડૉ. લિવિંગ્સ્ટન આ ગામમાં કેટલાક માસ રહ્યા હતા.

અહીં મારા સાંભળવામાં આવ્યું કે થોડેક છેટેના ગામમાં જિરાફનો શિકાર કરવાનો લાગ મળશે. આ વાત સાંભળતાં વાર જ અમે તો ત્યાં જવા ઊપડ્યા. એક મેદાનમાં કેટલાંક સીદી સ્ત્રીપુરુષો કામ કરતાં હતાં, તેમની પાસેથી કાર્પીંગ તરફનો રસ્તો અને ત્યાંના સરદાર સંબંધી હકીકત પૂછતાં જ તે બધાય લોકો પોતાનું કામ જ્યાંનું ત્યાં રહેવા દઇ ગામ તરફ દોડી ગયાં. મને તો થયું કે આ ગામડીઆંઓએ પહેલાં કદિ ગોરા લોકોને જોયા નહિ હોય!

ગામની નજીક આવી પહોંચ્યા તે વખતે ઠીકઠાક પોશાકવાળો

એક સીદી આવીને કહેવા લાગ્યોઃ "તમે લોકો અત્યારે ને અત્યારેજ અમારૂં ગામ છોડી ચાલ્યા જાઓ. તમારાથી અહીં શિકારબિકાર નહિ કરી શકાય. અમારા ગામમાં આવતાં પહેલાં તમારે અમને ખબર નહોતી આપવી જોઇતી ?"

મેં તે વખતે સ્ત્રીઓ સંબંધી વાત કાઢી સાથે સાથે તેમને કાંઇક ભેટ ધરી. એટલે તો સીદી સરદાર ખુશમિજાજમાં આવી ગયો ને તેણે અમારી સાથે હાથ મિલાવ્યા. પછી ઘણો સંતોષ પામી તે અમને ગામમાં લઇ ગયો. ધીમે ધીમે શિકાર કરવા માટે પણ દરેક જાતની વ્યવસ્થા કરી આપવાનું તેણે ઘણી ખુશીથી કબૂલ કર્યું. અહીં આજુબાજુનાં ગામોમાં મળી લગભગ ૨૦૦૦૦ સીદીઓ રહે છે, ને કોઇક પરદેશી શિકારી અગર વેપારીને જોતાં જ તેઓ તીડની માફક તેમને ઘેરી વળી તેમના માટે બધી જોગવાઇ કરી આપે છે. અમારે જે નવીન સરદાર સાથે ઓળખાણ થયું હતું, તે આ બધા સીદીઓનો મુખી હતો. એનું નામ શેકલી હતું. તે પોતે એક ટેકરી પર સ્વતંત્ર રીતે રહે છે, અને એ ટેકરીની નીચે ચોમેર ફરતું મોટું ગામ છે.

અમે આજનો દિવસ તો તંબૂમાં જ કાઢયો. ઉનાળાનો સખત તાપ હતો. બપોરે અહીંના સીદીઓ શાહમૃગ પક્ષીનાં પીંછાં અને ઇંડાં વેચવા આવ્યા. માલ એટલો સારો ન હતો, ને છતાં તેના બદલામાં તેમને બંદૂક અને દારૂ લેવાં હતાં, એટલે અમે કાંઇ પણ સોદો કરી શકયા નહિ.

તે દિવસે સાંજ પડતાં, કેટલાક સીદીઓને સાથે લઇ, હું પાછો જિરાફનો શિકાર કરવા બહાર નીકળ્યો. થોડેક દૂર જતાં જણાયું કે સાત જિરાફ આસ્તે આસ્તે ચાલ્યાં જાય છે. હું અમારી ટોળીની છેક પછવાડે હતો; ને પહેલી વારની નિષ્ફળતાનો

વિચાર આવતાં, મેં ઘણીજ સાવચેતીથી, લગભગ ત્રણસો વાર દૂર જે જિરાફ ચરતું હતું તેના તરફ નિશાન તાકી એક ગોળી છોડી. આ વખતે પણ ગોળી બરાબર ન વાગી. બંદૂકનો અવાજ સાંભળી જિરાફ ઝપાટાબંધ દોડવા લાગ્યું. હું પણ બિયાન ઘોડાને પૂરપાટ મારી મૂકી, ઊંચે શ્વાસે, કાંટાઝાંખરા અને



અને ઝાડીઓમાં થઇ એટલા વેગથી દોડયો કે ઘોડા પર સ્થિર પણ રહી શકાયું નહિ. શરીરનો બચાવ કરવા જતાં હાથમાંથી બંદૂક પડી ગઇ. હું ઝટપટ ઘોડા પરથી નીચે ઊતર્યો અને બંદૂક લઇ જિરાફ તરફ ચાલવા માંડયું. પછી એકસામટી બેત્રણ ગોળીઓ છોડી અને તેમાંની એક ગોળી જિરાફના શરીરને વાગી. ગોળી વાગતાંજ તેના પગની બાજુમાંથી સડસડાટ લોહી

વહેવા માંડયું. તેમ છતાં જીવ બચાવવાને તે ઘણા વેગથી દોડયું. ખરેખર, જેમણે જિરાફની દોડ જોઇ નથી તેમને તેના વેગનો જરાયે ખ્યાલ નહિ આવે!

હું જિરાફની પૂંઠે દોડતો હતો, ત્યારે પ્રિયાને મારી સાથે લુચ્ચાઇ વાપરી. તેણે તંબૂ તરફ દોટ મૂકી. હું બેત્રણ વાર ઠોકર ખાઇ પડી ગયો. હાથપગ છોલાઇ ગયા. ધ્યાન પણ કયાં કયાં રાખું? જેમતેમ બેએક માઇલ દોડયા પછી હું તંબૂએ પાછો ફર્યો. એ વખતે હું અધમૂવા જેવો થઇ ગયો હતો. તરસથી ગળું ફાટફાટ થતું હતું. રસ્તે એક સીદીએ વાત કરી કે અમારા સાથીદાર મિ. જોન પણ જિરાફનો શિકાર કરવાના કારભારમાં એક હાથ ભાંગી બેઠા હતા. શા વધામણીના સમાચાર!

તંબૂમાં આવી જોઉં છું તો પેલા સીદીની વાત સાચી હતી. મિ. જોનના હાથની દશા દુઃખદાયક હતી. તેઓ બીછાનામાં પડયા પડયા ઉંહકારા કરતા હતા!



## પ્રકરણ ૬૯મું

### રેતાળ પ્રદેશમાં ગુમરાહ!—સંકટમાંથી બચાવ!

મારું મન ઉદાસ થઇ ગયું. ખાત્રી થઈ ગઇ કે જિરાફનો શિકાર કરવાનું હવે નહિજ બની શકે. અહા અમે ઘણા દિવસ રહ્યા હતા એટલે પાછો હું બીજે ઠેકાણે જવા નીકળ્યો. અમારી ટોળીમાંથી કેટલાક મારી સાથે થયા—કેટલાક ન પણ આવ્યા. ગાડાં પાછળ પાછળ આવતાં હતાં, ને અમે ઘોડેસ્વાર થઈ આગળ ચાલતા હતા. આ રસ્તો જરાયે સારો ન હતો. એક મોટા પહાડમાં થઇને જવાનું હતું. આખો રસ્તો શિલા—પથરાથી ભરપૂર ને જંગલઝાડી તો એટલાં, કે કુહાડી વડે કાંટાઝાંખરાં કાપીને રસ્તો કરીએ ત્યારે જ આગળ જવાય. પવન પણ એટલો ઠંડો વાતો હતો, કે બે બે ગરમ કોટ પહેરેલા હોવા છતાં શરીરની ધ્રૂજારી મટતી ન હતી. રસ્તે એક વાર થોડોક નાસ્તો કરી લઇ પાછું પ્રયાણ શરૂ કર્યું. અમને આશા હતી કે આ રસ્તે જિરાફ જોવામાં આવશે, પણ તે આશા ફોગટ ગઇ. પહાડ

પર ઘણે ઊંચે ચ ઢી, સપાટ પ્રદેશ પર આવ્યા ત્યારે શરીરમાં જાણે નવીન જાગૃતિ આવી. ચોમેર હારબંધ પહાડો આવેલા હતા, એટલે કકડતી ઠંડી અગને ઝાઝી દુઃખદાયક થઇ ન પડી. અહીં ઘાસથી છવાયલી સપાટ જમીન પર અમે હરણનું એક ટોળું ચરતું જોયું, અને નસીબના બળે અમે ત્રણ હરણનો શિકાર કરી શકયા. ઘણે દહાડે આ રીતે શિકારમાં મળેલાં ત્રણ હરણોને ઉપાડી સીદીઓ આનંદથી ચાલવા લાગ્યા. આ સીદીઓ અજબ મૂર્તિઓ હતા! એમને કયારે આનંદ થાય ને કયારે ગુસ્સો ચડે તે સમજવું બહુ મુશ્કેલ. એ લોકો જરાએ લોભીઆ નહિ. એક વાર એક બુશમેન સીદી બે વરસ કામ કર્યાં પછી, મારી પાસેથી માત્ર લોખંડનાં બે ફળ (હળનાં) લઇને ખૂબ સંતોષ પામી ચાલ્યો ગયો હતો!

આ પ્રદેશ વટાવ્યા પછી અમે એક વિશાળ મેદાનમાં આવી પહોંચ્યા. ત્યાં ત્રણ જિરાફ, ત્રણ સફેદ ગેંડા, અને એક કાળીઆર હરણ જોવામાં આવ્યાં. અમારો આ પ્રવાસ તો બહુ સરસ કહેવાય! આ વેળાના શિકારનું વિસ્તારથી વર્ણન કરવાની કાંઈ જરૂર નથી. પણ ટૂંકામાં જણાવી દઉં કે મેં એક સફેદ ગેંડાનો અને એક કાળીઆર હરણનો શિકાર કર્યો હતો. થોડે વખતે અમે પાછું જિરાફનું એક ટોળું જોયું ને જોતાં વાર જ નક્કી કરી નાખ્યું કે ત્રણ બાજુએથી તેમના પર હલ્લો કરવો. આ ગોઠવણ બહુ આબાદ નીવડી. મિ. સ્વોર્ટ્રૂઝે એક, મિ. પ્લેનમોયે એક અને મેં એક–એમ ત્રણ જિરાફનો શિકાર કર્યો. હવે વધારે ચિંતા કરવાનું કાંઇ રહ્યું નહિ. પછી અમે ઉત્તર દિશા તરફ ચાલવા માંડયું. તરસ લાગી હતી, પણ પાણીનો કાંઈ પત્તો લાગ્યો નહિ. અમારો ભોમીઓ **માસાર** જાતનો હતો. તેને પણ પાણીની કાંઈ ભાળ ન લાગી. આવો ઉજ્જડ,

શુષ્ક દેશ અમે કદી જોયો નથી! અમારી ટોળીમાં વીસેક જણા હતા. આગલે દહાડે સીદીઓ શાહમૃગનાં દસ સરસ ઈંડાં લઇ આવ્યા હતા, તે અને ગેંડાનું માંસ વગેરેથી એક છાંયડાવાળી જગ્યાએ પહોંચી અમે રસોઈની તૈયારી કરી. આ સ્થાનની તદન નજીક ડહોળા પાણીનો એક વહેળો જોવામાં આવ્યો. આ નિર્જન રણપ્રદેશમાં માસાર લોકો કેવી રીતે જીવી શકતા હશે એજ નવાઇની વાત હતી! ન મળે અનાજનાં ખેતરો કે ન મળે ભાજીપાલો! અમે એ પહાડની ઓથે એકએ જંગલી ઝાડોની પાછળ ડહોળા ઝરણાને કાંઠે બેસી જેમ તેમ નાસ્તો કીધો; અને વહેલા વહેલા, સારા જળાશયવાળા ફળદ્રપ પ્રદેશમાં જવાને આતુર થઈ ગયા.

અહીંથી અમે ઝપાટાબંધ ચાલવા માંડયું. ત્રણ દહાડા સતત ચાલ્યા પછી આખરે એક અતિ સુંદર જળાશયવાળા ફળદ્રુપ પ્રદેશમાં અમે આવી પહોંચ્યા. એક નદીને કાંઠે અમે પડાવ નાખ્યો. આ પ્રદેશના સરદારનું નામ **મોસલી–કાતસી** હતું. તેને અમે અમારા અહીં આવવાના પ્રયોજન સંબંધી વાતચીત કરી આ સ્થાનનાં ઘણાં વખાણ કર્યાં. અને વિશેષમાં જણાવ્યું કે અમે તમારા ગામની આજુબાજુ રહીશું, ને શિકાર કરીશું. પણ તેનું પરિણામ સારૂં ન આવ્યું. મોસલી–કાતસીને પહેલેથી જ કોઇએ ભંભેરી મૂકયો હતો કે અમે તો છૂપા જાસૂસો છીએ. ને અમારી પાછળ પાછળ એક મોટું જબરૂં લશ્કર ચાલ્યું આવે છે. આથી તે સરદારે અમને આગળ વધવાજ ન દીધા–ત્યાંજ અટકાવી રાખ્યા. લોહીતરસ્યા સીદીઓ કહે છે તે આ પ્રદેશનાજ લોક! દક્ષિણ આફ્રિકાના બોઅર અને અંગ્રેજ વસાહતીઓએ એમનું નામ Blood Kaffirs અગ્ર

લોહીતરસ્યા સીદીઓ પાડયું છે. તેઓ નાગા રહે છે ને એમને **નરભક્ષક** કહેતા પણ કેટલાકને સાંભળ્યા છે! એ લોકોનાં સ્વરૂપ અને સ્વભાવ પણ બહુ ભયંકર. મોસલી–કાતસીને શંકા લાવવાનું બીજું પણ એક કારણ મળ્યું. આ વખતે બોઅર શિકારીઓની એક ટોળી લિંપોપો તરફથી આ બાજુ આવતી હતી. તેઓએ પણ મોસલી-કાતસીના દેશમાં શિકાર કરવા આવતાં પહેલાં કાંઇ પણ પરવાનગી નહિ લીધેલી. આ વાતથી તેની ચોક્કસ ખાત્રી થઇ હતી કે ગોરાઓ આપણા દેશમાં આવે છે તેમાં તેમનો કોઇ પણ રીતે શુભ હેતુ હોતો નથી. અમને ખબર મળી કે તે છૂપા જાસૂસ માની અમને ઘટતી સજા કરવાની ખટપટ કરે છે!

અહીં ફસાઇ પડવા છતાં અમે દુઃખી થયા નહિ. નદીનું પાણી ઘણું સરસ અને નિર્મળ હતું. મગરની વસ્તી હોવા છતાં પણ દરરોજ સાંજના વખતે અમે બહુ અચ્છી રીતે નાહી ધોઇ શકતા. જળહાથીનાં ઝુંડ પણ પાર વિનાનાં હતાં. ભૂખ્યા જળહાથીના બરાડા કેવા જબરા અને ભયંકર હશે તેની તો કલ્પના જ કરજો. તે મોઢું ફાડે તે તો જાણે કોઇ વિરાટ સ્વરૂપની ગુફા જ જોઇ લો!

એક દિવસ અમે નાહતા હતા, એવામાં અમારા તંબૂ આગળથી ગોળીનો અવાજ સંભળાયો; સાથે સાથે કૂતરાના ભસવાનો અવાજ પણ કાને પડયો. એ શું હશે તે જાણવા અમે આતુર થઇ ગયા. એટલી વારમાં એક ગેંડો બહુ જોરથી દોડી આવતો દેખાયો, ને તેની પૂંઠે છ સીદીઓ હાથમાં બંદૂક લઇ દોડી આવતા હતા. ખભા આગળ ગોળીઓ પર ગોળીઓ વાગતાં જ ગેંડાભાઇના રામ રમી ગયા!

**૧લી નવેંબરઃ**–(રવિવાર)

આજે મારે સરકામાં બંદૂકીઓ દારૂ **મેળવીને**

મારી ડાયરી લખવી પડે છે, કેમકે ન મળે ખડીઓ કે ન મળે શાહી! અમે નિર્દોષ છીએ–માત્ર શિકાર કરવાને જ આવ્યા છીએ એવો સંદેશો લઇ મોસલી–કાતસી પાસે જે આદમી મોકલ્યો હતો, તે હજુ પણ પાછો આવ્યો ન હતો. આથી અમે અહીં આબાદ કેદી બનીને જ રહ્યા હતા. હવે શું કરવું? અમારી ટોળીના વીસ જણને તો આ લોહીતરસ્યા સીદીઓ સહેજ વારમાં કચરી નાખી મારી પાડે. અમે અમારો તંબૂ સહેજ ખસેડી, દૂર એક પહાડ નીચે લઈ ગયા. ચોમેર મોટાં મોટાં વૃક્ષો અને પહાડો હોવાથી આ સ્થાન પણ બહુ શીતળ લાગતું હતું. આ વખતે અમે દરરોજ શિકાર કરતા–કોઈ દિવસ હરણનો, તો કોઈ દિવસ ગેંડાનો, કોઈ દિવસ પાડાનો તો કોઇ દિવસ પક્ષીનો; એટલે ખાવાપીવાનું અમને ભરપૂર મળી રહેતું હતું. સરદારની પાસે બે વાર માણસ મોકલવા છતાં જ્યારે કાંઈ ખબર ન આવી ત્યારે ત્રીજી વાર અમે માણસ મોકલ્યો. આ વખતે સાથે મિ. કોલિન્સ પણ ગયા હતા.

સાત દિવસ પછી મિ૦ કોલિન્સ પાછા આવ્યા. સમાચાર વધાઈના હતા. મોસલી–કાતસીએ તેમના પર બહુ માયાભાવ બતાવ્યો હતો; અને અમને પોતાના દેશમાં રહી શિકાર કરવાની પરવાનગી પણ આપી હતી. કોલિન્સસાહેબ પોતે તો હવે કિવલેનમેઇન તરફ જવાના હતા.

મોસલી–કાતસીનું આ પછીનું વર્તન અમને બહુ ઉપકારક થઈ પડયું. તેની સૂચનાથી તેના મુલકમાંના આ ગામનો મુખી અમારી દરેક જાતની સુખસગવડની બાબતમાંના લક્ષ આપતો હતો. મિ. કોલિન્સની એટલે કે અમારી ટોળીની સવડ માટે

મુખીએ ખોરાકી, માણસો, નોકરચાકર, ઘોડા એ સર્વ વાનાં એકઠાં કરી મૂકયાં હતાં.

આ બાજુના મુલકનું નામ પાડવાની રીત બહુ વિચિત્ર છે. સરદારના નામ પ્રમાણેજ મુલકનાં નામ હોય છે. જેમ પાંડા રાજાના દેશનું નામ પાંડા, તેમ મોસલી-કાતસી પ્રદેશનું નામ મોસલી-કાતસી રાજાના નામ પરથી પડયું છે!

મને એક સીદીએ કહ્યું હતું કે **ગાયા** નદીની ઉત્તર તરફ ઘણા હાથીનો શિકાર મળી આવે છે, પરંતુ એ ભાગના હાથી બહુ ભયંકર છે. અમે જ્યાં પડાવ નાખ્યો હતો તે જગ્યાનું નામ **ઇનાનદા** હતું. ત્યાં કેટલાક દિવસ વીતી ગયા. તે દરમ્યાન શિકારનો કોઇ મોટો યોગ આવ્યો નહિ.

થોડાક દિવસ બાદ મિ. કોલિન્સ, મિ. જોન વગેરે સાથીઓ ચાલ્યા જતાં હું અહીં એકલોજ રહ્યો.

એક દિવસ એકલો ફરતો ફરતો હું ઘણો દૂર નીકળી ગયો. કામકાજ કાંઇ હતું નહિ, ને તંબૂમાં માંસ ખૂટી પડયું હતું. કૂતરાને પણ ખાવાના સાંસા હતા. તેથી હું શિકાર કરી કાંઇ ખાવાનું મેળવી લાવવા બહાર નીકળ્યો. પણ કયાંયથી કાંઇ મળ્યું નહિ. હું દક્ષિણ આફ્રિકામાં ડેલાગોઆબેથી છેક ટ્રાન્સવાલના રાજ્યમાં ઘણે ઠેકાણે ફર્યો છું; પણ નાતાલ જેવો કોઇ પ્રદેશ જોવામાં આવ્યો નથી! નાતાલને દક્ષિણ આફ્રિકાનો બગીચો કહીએ તો પણ ચાલે. નાતાલ પછી બીજે નંબરે મેરિકો આવે. એ દેશ પણ બહુ સરસ છે, એ બાબતનો અગાઉ ઉલ્લેખ કર્યો છે.

જે થોડા દિવસ હું અહીં રહ્યો તે દરમ્યાન મેં બબૂન (Baboon) વાંદરાનો શિકાર કર્યો. અહીંના પહાડો પર અને જંગલોમાં પાર વિનાનાં બબૂન રહે છે. તેમનો શિકાર કરવો સહેલો છે.

વળી એક દિવસે ઘોડે બેસી હું નદીને કાંઠે શિકારની શોધમાં બહાર નીકળ્યો હતો, એવામાં પર્વતની ટોચ પર એક ચિત્તો જોવામાં આવ્યો. મેં મારા કૂતરાને તે તરફ ધસાવ્યા, અને એ કૂતરા ચિત્તાથી લગભગ દોઢસો વાર જેટલે જઈ પહોંચ્યા હશે, તેટલામાં ચિત્તાએ એવી તો ભયંકર રીતે તેમના પર હુમલો કર્યો કે કૂતરા જીવ લઇને નાઠા. છતાં મારો સીદી નોકર અને હું એ ચિત્તાનો શિકાર કરવામાં આખરે ફાવ્યા!

અહીંના હૉટેન્ટોટ લોકો સાહસિક લડવૈયાઓ છે, તેવા જ ધૂની પણ છે! વિકરાળ પણ ખરા.

એક દિવસ નદીકાંઠેથી ઘણે દૂર હૉટેન્ટોટ લોકોના એક ગામમાં પેસવાના રસ્તે એક મોટા જબરદસ્ત વૃક્ષ નજીક લગભગ બાર ફીટ લાંબો એક મગર દોરડેથી બાંધેલો અને તરફડીઆ મારતો જોવામાં આવ્યો. ત્યાં આગળ ઘણાં હૉટેન્ટોટ પુરુષો અને સ્ત્રીઓ એકઠા થયાં હતાં. ગામ નદીકાંઠાથી અર્ધોએક માઇલ હશે. પણ ત્યારે એટલે દૂર એ મગર કેવી રીતે આવ્યો હશે?

ગામના એક લટ્ટુ જેવા માણસને પૂછતાં માલુમ પડ્યું કે તે દિવસે એક જંગલી હાથી ગામમાં થઇને ગયો હતો, અને કદાચ તે હાથી આ મગરને પકડી લાવ્યો હશે. મને વાત સાચી લાગી કેમકે હાથી નદીના જળમાં નહાવા જાય એ બનવા જોગ છે.

મગર તે વખતે પણ જીવતો હતો!

શિકારીજીવનમાં દરેક પળે માથું વેગળું મૂકીને ફરવું પડે છે! મારા તંબૂથી લગભગ બે માઇલ દૂર એક નાનું સરખું જંગલ હતું. આ દેશના લોકો એને **ઇનતુમોન**ની ઝાડી કહે છે. એક દિવસ હું એકલો જ પગપાળો તે તરફ નીકળી પડ્યો. મને જરાય ખ્યાલ નહિ, કે ત્યાં જંગલી હાથી હોવાનો સંભવ હશે. હું તો મારી મેળે આમતેમ જોતો જોતો ચાલ્યો જતો

હતો, એવામાં એક ભયંકર જંગલી હાથીએ ક્યાંકથી નીકળી આવી મારા તરફ ધસારો કર્યો. મેં એકદમ પહાડ તરફ દોટ મૂકી. આગલે દિવસે રાત્રે વરસાદનું એક ઝાપટું આવી ગયું હતું. તેથી ઝાડનાં બધાં પાન ખરી પડયાં હતાં અને ત્યાં આગળની જગ્યામાં ખૂબ ગંદવાડ અને કાદવકીચડ થઈ ગયો હતો. તેમાં ભોગજોગે મારા જોડા એડી વગરના. (અમે શિકાર કરવા જવા માટે હરણના ચામડાના જોડા અહીં ખાસ બનાવ્યા હતા.) પાણીમાં પલળતા. કાદવકીચડમાં થઈને ચાલવાથી જોડાનું વજન પણ વધી ગયું હતું. આથી હું તો ગભરાયો. ઘડીમાં બંને પગ ચોંટી જાય, તો ઘડીમાં એક ચોંટે ને બીજો ઉખડે. હું અકળાયો તો ખૂબ, પણ જેમ તેમ ઉપર ચડતાં, મને એક સરસ જગા મળી ગઈ. ત્યાં નાનીમોટી ડાળીઓથી ભરચક વિશાળ વૃક્ષો ઊગેલાં હતાં. એમાંથી એક ઝાડની સૌથી ઊંચી ડાળીએ ઝટપટ ચડી હું ત્યાં છાનોમાનો બેસી રહ્યો.

હાથી પણ ભયંકર ગર્જના કરતો મારી પાછળ દોડી આવ્યો. જો લાગ મળ્યો હોત તો એ ભાઈસાહેબ મને ભોંય પર ગબડાવી પાડી મારા ચૂરેચૂરા જ કરી નાંખત! પણ ઈશ્વરે બચાવી લીધો.

બીજે દિવસે અહીંથી મુકામ ઉપાડી આઠ દસ માઇલ આવ્યા હોઇશું એટલામાં એકાએક મિ. સ્વૉર્ટઝની સાથે ભેટો થઈ ગયો. હું જે બાજુએથી પાછો ફરતો હતો તે જ દિશામાં તેઓ જતા હતા. તેમણે જણાવ્યું કે: "મોસલિ-કાતસીની નજીક શિકાર કરવા જવાની પરવાનગી મેળવવા માટે મેં માગણી કરતાં સરદારે જવાબમાં એમ કહાવી મોકલ્યું છે કે જો તું અમને થોડીક બંદૂકો, દારૂ અને ગોળીઓ આપે તો તને પરવાનગી આપીએ. મેં તે પણ કબૂલ કર્યું ને હવે અહીં રહેવા મારો ચોક્કસ વિચાર થઈ ગયો

છે." મેં તેમને ખાળવા પ્રયત્ન કર્યો, પણ તેમના માનવામાં ન આવતાં હું તો મારે રસ્તે પડ્યો.

આફ્રિકાના અજાણ્યા અંધારખંડમાં ત્યાંનો ભોમીઓ સાથે ન હોય તો ડગલે ને પગલે આફત આવીને ઊભી રહે છે. ઘણી વાર તો સાથે ભોમીઓ હોવા છતાંયે સંકડામણમાં આવી પડાય છે.

મારી સાથે પણ બે સીદી ભોમીઆ હતા. એક વાર લગભગ સાંજ પડવા આવી હતી. સૂર્યાસ્ત થવાને બહુ વાર ન હતી, એવામાં ક્યાંકથી વાદળું ઊતરી આવ્યું ને આખું આકાશ ઘનઘોર થઇ ગયું. જોતજોતાંમાં સુસવાટાભેર જોરથી પવન ફૂંકાવા લાગ્યો. રૂમઝુમ વરસાદ શરૂ થયો ને વળી પથરાઓ પણ ઊડી ઊડીને પડવા લાગ્યા. વિશાળ મેદાન જેવો ભાગ. પાસે ફક્ત એક નાનો સરખો પહાડ. પહાડ અમારાથી લગભગ બે માઇલ દૂર હશે!

અમે કયે રસ્તે ચાલતા હતા, તે બાજુ કોઇનું લક્ષ જ ન હતું. હું તો અમારા ભોમિયા પર જ આધાર રાખતો હતો; પણ ગાડાં કંઇ જણાયા નહિ. મેં એક વાર વિચાર્યું કે: લાવ હું પાછો ફરીને ગાડાંની તપાસ કરી આવું; પણ અમારી સાથેનાં ઢોર ને ગાડી ક્યાં ને કયે રસ્તે ગયાં હશે, તે પણ હું જાણતો ન હતો. વરસાદ તો કહે મારૂં કામ. પાછા પથરા પણ વરસે! હું તો પહાડ સામે લક્ષ રાખી ચાલતો ચાલતો ભારે મુશ્કેલી વેઠીને પહાડ પાસે જઇ પહોંચ્યો. ત્યાં પહાડની નીચે એક છાપરી જોવામાં આવતાં, તેની નીચે આપણે તો અડંગા નાખ્યા. કપડાં પાણીમાં પલળી જવાથી દસ મણ જેટલાં તે ભારે થઇ ગયાં હતાં. બંદૂકો પણ પાણીથી દદડતી હતી; પણ નસીબ એટલું પાધરૂં કે ત્યાંથી

થોડાંક સૂકાં છાણાં અને લાકડાં મળી આવ્યાં. દેવતા પાડી તાપણું કરીને રાત તો મહામહેનતે કાઢી.

સવારમાં પણ વાદળ ફીટયાં નહિ. એટલે સૂર્યનાં દર્શન તો શાના કરવા પામીએ? ધુમ્મસ પેઠે પાણીનો આભ ચોમેર પથરાઇ ગયો હતો. અમે પહાડ પર ચડી તેના સૌથી ઊંચા શિખર પર પહોંચી ગયા. પછી ત્રણ ઊંચામાં ઊંચા ઝાડ પર અમે ત્રણેક જણે ચડી જઇ આ કયો પ્રદેશ હશે, ને અમે કયાં આવ્યા હતા તે વિષે તપાસ કરવા માંડી. અમારી સાથેના સીદીઓને પણ ચોક્કસ દિશાની કાંઇ ગમ પડતી ન હતી. તે લોકોએ પશ્ચિમ બાજુએ બતાવતાં કહ્યું: "આ પૂર્વ દિશા."

મતલબ કે તે લોકો ય દિશાનું ભાન જ ભૂલી હતા. આકાશ તો એવું ઘનઘોર થઇ ગયું હતું કે સૂર્યનું સાધારણ તેજ પણ જણાતું ન હતું!

ઝાડ પરથી ચોમેર નજર નાખતાં તો અમને ઘણી નિરાશા ઉપજી. કેવો ભયંકર પ્રદેશ! કેવળ ઝાડી અને જંગલ; નાખી નજર ન પહોંચે એટલું વિશાળ મેદાન કયાંનું કયાં ક્ષિતિજમાં મળી જતું હતું! કયાં અંત આવતો હશે તેનો કાંઈ પત્તોજ નહિ. પહાડ પરથી નીચે ઊતરી અમે વિચાર કરવા લાગ્યા કે કયી દિશાએ રસ્તો જતો હશે? ને આ જંગલઝાડીમાં થઇને ચાલવું પણ બહુ કપરું હતું. સાથે જે કાંઈ થોડુંઘણું માંસ હતું, તે જેમ તેમ તાપણામાં પકાવી પેટને તો ભાડું આપ્યું.

બપોરે પહાડ પર એક ઝાડ નીચે આરામ લેવા પડયા. પણ એ તે કાંઇ આરામ કહેવાય? મનમાં અનેક જાતના ભય અને ચિંતાનાં વાદળ ઝઝૂમ્યા કરે. પહેલાં મારા સાંભળવામાં આવ્યું હતું કે ઘણાય ગોરાઓ આફ્રિકાના આવા પ્રદેશમાં આવી પડતાં, રસ્તે ભૂલા પડવાથી, તરસે મરી ગયા હતા! આ પ્રદેશમાં

માણસની વસ્તી તો ક્યાંય જોવામાંજ ન આવે. આમ ને આમ ત્રણ દિવસ વીતી ગયા, ને એ ત્રણ દિવસ અમે ત્રણ જણ કેવળ દાતણભેર જ હતા. પાણીની કાંઈ ખોટ ન હતી; કેમકે વરસાદ ને લીધે જ્યાં ત્યાં પાણી જ પાણી! સાચું પૂછાવો તો અમે પાણી પીનેજ જીવ ટકાવી રાખ્યો હતો!

સીદીઓ તો બિચારા રડવા જ લાગ્યા હતા. કયી દિશાએ જવું ને કયે રસ્તે જવું તેનો તે હજી પણ ચોક્કસ નિર્ણય કરી શકયા નહિ. નિર્જન વસ્તી વિનાનો આવો ભયંકર પ્રદેશ ગાઉના ગાઉ સુધી વિસ્તાર પામેલો. તેનો છેડોજ ન જણાય. કયી બાજુએ ચાલવા માંડીએ તો માણસની વસ્તીવાળી જગ્યા આવે, તે ય શી રીતે કહી શકાય?

પણ મેં અપાર ધીરજ રાખી આ આફતનો સામનો કર્યો. સીદીઓ તો કાંઈ બોલે કે ચાલે? પહેલાં તેઓ ફડાકા મારતા હતા, કે અમે ચોક્કસ રસ્તો બતાવીશું. પણ રસ્તાનો ક્યાં પત્તો? એટલે નિરાશ થઇ રડવા બેઠા હતા.

મને લાગ્યું કે આમ છાનામાનાં ભૂખે મરી જવા કરતાં આ પ્રદેશમાંજ કોઈક દિશા નક્કી કરી ચાલવા માંડીએ તો સારૂં. આમ વિચાર થતાં સીદી નોકરોને મીઠી મીઠી વાતોથી મેં પાનો ચઢાવ્યો, અને બધા એકમત થતાં પૂર્વ દિશા તરફ ચાલવા માંડયું. હવે વરસાદ રહી ગયો હતો. લગભગ પાંચ છ માઇલ કાંઇ પણ રસ્તાના ઠેકાણા વિના, ઉદ્ધડ માપે ચાલતાં ચાલતાં, એક ઠેકાણે એક સાંકડી કેડી નજરે પડી. આ જોતાં અમને આશા પડી કે આ બાજુ લોકોની વસ્તી જણાશે ખરી. અમે તો પ્રભુઆશરે એક રસ્તો પકડી ચાલવા માંડયું. આમ કેટલેક સુધી ગયા પછી સીદીનું એક પગલું જોવામાં આવ્યું. આ રસ્તે પૃથ્વીનો છેડો આવશે તો પણ બહેતર એવો સંકલ્પ કરી લગભગ બે કલાક

રસ્તો કાપ્યા પછી, સાંજ પડતાં પહેલાં, અમે એક સીદી ગામે આવી પહોંચ્યા. ગામ તદન ઉજ્જડ હતું. એક પણ માણસ નહિ મળે. ગામ વટાવી અમે તો મેદાનમાં જઇ પડયા. આ સ્થાને અનેક જગ્યાએ ઝાડની ડાળીઓ અને પાંદડાં વડે ઢાંકેલા અનેક ખાડા જોવામાં આવ્યા. શિકારીઓનો અવરજવર આ રસ્તે જ હોવો જોઇએ; તેથી જ આ ખાડા.

હું થોડુંક આગળ વધ્યો. દૂર કાળું જનાવર જેવું કાંઇક જોવામાં આવતાં મેં કહ્યું કે: આ જુઓ, સામે કંઇ ગામ દેખાય છે. તે વખતે તેઓએ આનંદથી જે કોલાહલ કરી મૂકયો તે જિંદગીભર ભૂલાય એમ નથી! તેઓ આધેનાં એ કાળા ધાબા જોઈ તે બકરાં હોવાનું માનવા લાગ્યા. પાસે જઇ જોયું, તો એ તો જંગલઝાડી બાળી મૂકયા હશે, તે કાળાં જનાવર જેવાં ધાબાં લાગતાં હતાં!

પાછા અમે તો ચાલવા લાગ્યા. લગભગ એક માઇલ રસ્તો કાપ્યો હશે, એવામાં અમારી સાથેનો એક સીદી ચીસ પાડી બોલી ઊઠયો: "જુઓ, જુઓ, પેલું કૂતરૂં દેખાય." પણ કાંઇ અર્થ નહિ! એ પણ માત્ર એની આંખોની ભૂલામણી જ ઠરી!

છતાં અમે તે પગલાંની નિશાનીએ નિશાનીએ આગળ ચાલ્યા જતા હતા. થોડા વખતે અમારો **માતાકીટ** નામે એક નોકર બોલી ઊઠયો: "અરે સાંભળો, સાંભળો કાંઈ માણસની બોલચાલ સંભળાય છે." અને ખરેખર, આ વખતે એનું અનુમાન ખોટું ન હતું. અમે અર્ધોએક માઇલ ચાલી પાછા બીજા સીદીવસ્યા ગામે પહોંચ્યા. ગામમાં પ્રવેશ કરતાં એક નાના ઝૂંપડા આગળ એક સીદી છોકરો જોવામાં આવ્યો. અહા! તેને જોતાં શો અજબ આનંદ અમને બધાંને થયો!-કહેવાની વાત જ નહિ!

આ ગામના સીદીઓએ અમારી બહુ આગતાસ્વાગતા કરી. અમારે રહેવાને માટે તેમણે ગામની ભાગોળે એક મુકામ આપ્યો. સૂવાને માટે સાદડીઓ બીછાવી દીધી અને ઘરમાં સંઘરી રાખેલી થોડીક તરકારી પકાવી અમને જમાડયા.

રાત્રે આ પ્રમાણે સ્વાગત મળતાં અમે સંતુષ્ટ થઈ બહાર ઝાડની છાયા નીચે બેઠા. આજે અમને બરાબર ૬૬ કલાકે ખાવાનું મળ્યું હતું. આ પ્રદેશના સીદીઓએ અમારા પહેલાં કોઈ ગોરાને જોયેલા નહિ. આથી તેમને અમારાં સ્વરૂપ અને દેખાવ જોઈ ભારે વિસ્મય લાગ્યું. તેઓ બધા અમારી આજુબાજુ આવી ઊભા રહ્યા. મારી દાઢી જોઇ તેમને બહુ નવાઈ લાગતી. તેમનાં મનમાં એમ થતું કે આ આપોઆપ જ ઊગી નીકળીને વધી હશે કે બનાવતા હશે? કોઇ કોઇ તો આવીને દાઢી પકડી તાણવા માંડતાં. પછી તો તેમની ખાત્રી થઈ કે ના, ના, આ તો કુદરતી છે. એમ લાગ્યું કે અમારા આવતાં પહેલાં તેમણે કોઈ દાઢીવાળા આદમી જોયા જ નહિ હોય!

રાત્રે અમે નિરાંતે ઊંઘ લીધી.

બીજે દિવસે આ ગામમાંથી એક ભોમીઓ સાથે લઇ ચારેક માઇલ દૂર જતાં અમને અમારી ગાડી અને માણસોનો ભેટો થયો.

મારા વિશ્વાસુ નોકર **ઈસપુગાને** મને બહુ ઠપકો આપ્યો અને ગાઈબજાવીને કહ્યું કે: હવે તમને કોઇ દહાડો એકલા નહિ જવા દઉં.



## પ્રકરણ ૭મું

### સાપના ઝપેટામાં

મારું અનુમાન સાચું હતું. મિ. સ્વોર્ટઝને મોસલી-કાતર્સાએ મુલાકાત ન જ આપી. તેણે તો એને બોઅર લોકોનો ગુપ્તચર જ ધારી લીધો. આથી સાહેબની આ પ્રદેશમાં રહી શિકાર કરવાની આશા ભાંગી પડી.

આ વખતે મિ. જોન તરફથી ખબર મળી કે રસ્તામાં તેમની બધી ગોળીઓ અને દારૂ ગુમ થયાં હતાં. કહાવ્યું હતું કે વેળાસર થોડીક ગોળીઓ ને દારૂ નહિ મોકલી આપો તો મારી સ્થિતિ બહુ દુઃખદાયક જ થઈ પડશે. મેં તે મુજબ તેમણે માગેલી વસ્તુઓ મોકલી આપી. આ સીદી લોકો પણ અજબ હતા! એમની પ્રમાણિકતા પ્રશંસનીય હતી. હું સીદીના એક ગામે ગોળીઓની પેટી ફેંકી આવ્યો હતો, તે એ લોકો મને શોધતા શોધતા આવીને પાછી આપી ગયા હતા!

હું તંબૂમાં જ્યારે જ્યારે વખત મળતો, ત્યારે ત્યારે જાતજાતનાં

કામો કરતો. અવારનવાર મળી આવેલાં પુસ્તકો અને વર્ત-માનપત્રો ભેગા કરી વાંચતો, ડાયરી લખતો અને જોડા સીવતો.

બિચારા સ્વોર્ટ્ઝે પોતાની ગાડી વગેરે સામાન **મોસલી-કાત-સીને** વીસ હાથીદાંત લઇ વેચી નાંખ્યો હતો. હું એક અનુકૂળ જગ્યાએ પડાવ નાખી સ્વોર્ટ્ઝની રાહ જોવા લાગ્યો. આખરે દસ બાર દહાડે તે સાહેબ આવી પહોંચ્યા!

મારા બધાય ઘોડા મરી પરવાર્યા હતા; એટલે આ તરફ હાથીનો શિકાર ખૂબ મળતો હતો; પણ પગે ચાલી હાથીનો શિકાર કરવાનું કોઇ પણ રીતે સલામત ન હતું. મોટો, વિશાળ, મેદાનનો પ્રદેશ. તેમાં મોટાં ઝાડ પણ ન મળે કે વખત આવ્યે તેના પર ચડી જઇ જીવ બચાવાય!

કેટલાક દિવસ સતત વરસાદ વરસ્યા કર્યો. આ તરફ જે સીદીઓને શિકારીની શોધમાં મોકલ્યા હતા, તેઓ પણ હજી આવ્યા ન હતા. અહીં સાપનો બહુ ભય હતો. એક દિવસે મિ. સ્વોર્ટ્ઝે ત્રણેક ફૂટ જેટલો લાંબો ઝેરી સાપ માર્યો હતો.

હું એક દિવસ સાંજને પહોરે ફરવા નીકળ્યો હતો. એવામાં એક પ્રચંડ સાપ પાસે જ નજરે પડયો. હું જરા ચૂક્યો હોત તો તેના પર જ મારો પગ પડત! બાપરે? મારા શા હાલ થાત?—પણ સીદીઓએ ધસી આવી સાપને મારી નાખ્યો. આ સાપની લંબાઇ ખાસ્સી બાર ફૂટ જેટલી હતી!

થોડે દહાડે, જે સીદીઓને શિકારની ભાળ મેળવવા મોકલ્યા હતા, તેઓએ આવી પહોંચી શિકારના સમાચાર આપ્યા. તત્કાળ અમે તેમની સાથે શિકાર કરવા નીકળી પડયા, અને ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા. વરસાદના પાણીથી જમીન પલળીને નરમ થઈ ગઈ હતી. બે ત્રણ માઇલ આગળ ચાલતાં જિરાફનું એક ટોળું દેખાયું. બીજી બાજુ કેટલાક ગેંડા અને પાડા

પણ જોવામાં આવ્યા. અમે કમ્મર કસીને દોડયા, પણ જિરાફનો શિકાર તો ન જ થઇ શક્યો. કેમકે એ જનાવર એટલાં પૂરપાટ દોડતાં હતાં કે કોઈ પણ રીતે હાથમાં જ ન આવ્યાં. વળી આ વિશાળ પ્રદેશમાં, ફરીથી ભૂલા પડવાની અમારી લગારે ઇચ્છા ન હતી. એટલે માત્ર બે હરણનો શિકાર કરીને જ રાજી થતા થતા પાછા ફર્યા.

અમે અહીં એક રસોઇયણ રાખી હતી. તેનું નામ ઈબા હતું. એ હોટેન્ટોટ જાતિની બાઇ હતી. આવા વિચિત્ર દેખાવનાં માણસ બહુધા ઓછાંજ જોવામાં આવે. દેખાવે ઠીંગણી, લાંબી ડોક, ને ઝીણી ઝીણી આંખો! નાક તો મોટાં મોટાં નસકોરાંથી જ દેખાય. ને નસકોરાં પણ એટલાં મોટાં કે અંદર થઇને એ હાથી ચાલ્યા જાય. ગાલનાં હાડકાંના ઢેકા ઉપસેલા. ભરાઉ મોં, જાડા હોઠ, માથે ટૂંકાં ટૂંકાં બાબરાં. છ ઈંચ કરતાં લાંબાં નહિ હોય. ઉંમર તો ચોકસ કહી શકાય એમ ન હતું, પણ પચાસ સાઠ વરસ તો ઓછામાં ઓછાં થયાંજ હશે. હંમેશાં તંબાકુની ચુંગી પીધા કરે. અચાનક નજરે પડે તો છળી જ મરાય એવી બિહામણી. બધી હોટેન્ટોટ સ્ત્રીઓની માફક એના પણ હાથ પગ ટૂંકા ટૂંકા હતા.

પણ રસોઈના કામમાં એ બહુ પાવરધી હતી. અમારે સદ્‌ભાગ્યેજ એ અમને મળી ગઇ હતી. થોડાં વરસ એક અમેરિકન પાદરીને ઘેર તેણે કામ કર્યું હતું, અને રસોઇનું કામ ત્યાંજ શીખી હતી. કેટલાક દિવસ ઉપર મારા સીદી નોકરો તેને અમારે ત્યાં રસોઇ પકાવવા માટે શોધી લાવ્યા હતા.

આ પ્રદેશમાં અમારે ઝાઝા દિવસ રહેવાનું થયું નહિ. કેટલાક દિવસ વરસાદ પડયા પછી પાછો એવો જ સખ્ત તાપ પડવા લાગ્યો, ને ભરી રાખેલું પાણી પણ ખલાસ થઇ

ગયું. નજીકમાં નદીનાળું કાંઈ નહિ. સીદીઓએ પોતાની પાસેના વાસણોમાં શિકારમાં હણેલાં પ્રાણીઓની ચરબી ભરી રાખી હતી પણ તે શા કામની? મારા બે કૂતરા તો પાણી ન મળવાથી તરસે મરી જ ગયા. પાણી ભરી લાવવા માટે અમે માણસ મોકલ્યા, પણ તે થોડુંક જ પાણી લઈ પાછા આવ્યા!

આવી સ્થિતિમાં ઝાઝું રહી શકાય નહિ. અમે પાછા ઊપડયા અને રાતદહાડો ચાલચાલ જ કર્યા કર્યું. અમારી સાથે થોડુંક પાણી લીધું હતું તે ધીમે ધીમે ખલાસ થઇ ગયું, ને તરસથી છાતી ફાટી જતી હતી. આખરે ઘણે દૂર ગયા પછી એક જગ્યાએ જમીન ખોદતાં થોડુંક પાણી મળ્યું ખરું!

અમે રાતદહાડો એકસરખા ચાલ્યા જ જતા હતા. અજવાળી રાત હતી, એટલે ચાલતાં કાંઈ તકલીફ પડતી ન હતી. ચોવીસ કલાકમાં અમે બે ત્રણ કલાકથી વધારે ઊંઘતા નહોતા. આમ અનેક જાતનાં કષ્ટ વેઠી અમે ઓરેંજ રીવર ફ્રી સ્ટેટ (ઓરેંજ સંસ્થાન)ના મુખ્ય શહેર બ્લોમફોન્ટીનમાં આવ્યા. આ શહેરને અહીંની દેશી ભાષામાં 'ફૂલનો ફુવારો' કહે છે. હું પચાસ આખલા સાથે લઇને આવ્યો હતો!



## પ્રકરણ ૮મું

### નોમી સરોવરને કાંઠે

મારા બળદ બ્લોમફોન્ટીનમાં વેચતાં જે પૈસા ઊપજ્યા તેમાંથી મેં ગાડી, ખોરાકી સામાન, કૂતરા, બળતણ, દારૂગોળીઓ વગેરે સામાન ખરીદી લીધો. અમારી સાથે અમે ત્રણ સીદી (કાફર) નોકરો, બે હોટેન્ટોટ, એક ગાડીવાન, એક ઘોડેસવાર, દૂધાળી ગાય અને એક વાછરડું, પાંચ ઘોડા, સાત કૂતરા ને મણકા કીડિયાં, ઉપરાંત ચહા વગેરે રોજની ઉપયોગી ચીજો લઇ લીધી. આ બધો સામાન એક વરસની ખરચી જોગો લીધો. આ પ્રમાણે તૈયાર થઇ અમે તા. ૧૭મી એપ્રિલ (ઈ. સ. ૧૮૫૮)ને દિવસે દક્ષિણ આફ્રિકાના રણપ્રદેશમાં જવાને રવાના થયા.

આ પ્રવાસમાં હરણ, પાડા વગેરે મામૂલી શિકાર કરવાનો મારો વિચાર ન હતો. અત્યારે આ પ્રદેશમાં અનેક ફેરફાર થઇ ગયા હતા. અગાઉ માકિન પ્રદેશનો જે સીદી સરદાર હતો તે મરણ પામતાં તેનો દીકરો **સિકોમો**

સરદાર બન્યો હતો. આ માણસ બહુ દુષ્ટ હતો; અને ખરૂં જોતાં તે મર્હૂમ સરદારનો કાયદેસર વારસ પણ ન હતો. આથી તેના વખતમાં અશાંતિ થવાનો વધારે સંભવ હતો !

આ વખતે હું નોમી સરોવરની દિશામાં જ ઊપડયો. રસ્તામાં મારા કોઇ જૂના, ઓળખીતા સ્નેહીમિત્રો મળી આવે એટલા માટે તેવા બધાને મારા ઊપડવાના સમાચાર લખી જણાવ્યા હતા પણ કોઇ જ જણાયું નહિ !

આ વખતે વગડાઉ, રેતાળ રસ્તે અમારો પ્રવાસ શરૂ થયો. મારૂં લક્ષ અત્યારે નોમી સરોવરે જવા પરજ ચોંટેલું હતું. હું ધારતો હતો કે એક વાર **ઓાલેકકી** નદીના કાંઠે પહોંચાય તો કાંઇ હરકત ન આવે; પણ ત્યાં પહોંચતાં ય ઓછામાં ઓછા વીસપચીસ દિવસ લાગે. પાંચ દિવસથી તો અમે સતત ચાલ્યા કરતા હતા; પણ તે દરમ્યાન એક પણ નદી આવી ન હતી અને આ રસ્તે દર કલાકે બે માઇલથી વધુ ચાલવાનું પણ અશકય હતું !

મને આ દેશ તો બીલકુલ ગમ્યો નહિ! દેખાવ પણ આકર્ષક નહિ ને શિકારમાં પણ કાળીઆર હરણ, જિરાફ, બીજાં બેચાર જાતનાં હરણ–શિવાય કશું મળે નહિ. આ ભાગમાં હું પહેલવહેલોજ આવ્યો હતો. અત્યાર સુધીમાં રસ્તે માત્ર એક ઘોડો મરણ પામ્યો હતો.

પાંચ દિવસ રાતદહાડો એકસરખું ચાલ્યા ત્યારે અમે **ચાપુ** ઉર્ફે **ઓાલેકકી** નદીના કાંઠે આવ્યા. નદી વિશાળ હતી. જે દિશામાં જોઇએ ત્યાં ફ્લેમિંગો (રાજહંસ) અને ગગનભેલા (પેલિકન) પક્ષીઓ કાંઠે કાંઠે ફરતાં હતાં. મેં રાજહંસ પક્ષીના શિકાર માટે ઘોડે બેસી પ્રયાણ કર્યું. આ પક્ષીઓનાં પીંછાં દેખાવમાં બહુ સુંદર લાગે

છે. પણ કાદવકીચડથી ભરચક કાંઠા પર ઘોડાના પગ ખૂંપી જવા લાગ્યા, અને પક્ષીઓ તત્કાળ ચેતી જઇ, બંદૂકનું નિશાન ચૂકાવી તરીને આઘે નાસી ગયા.

અમે નદીને કિનારે પડાવ નાખ્યો. બે સીદીઓએ ખબર આપી કે: "અહીં બે સિંહ છે તે બહુ ભયંકર છે." તેના ડરથી અમારે અમારાં ગાયવાછરડાં બહુ કાળજીપૂર્વક સંતાડી રાખવાં પડયાં. પણ રાત્રે કશો ઉપદ્રવ થયો નહિ. નદીને કાંઠે સીદીઓનું એક ગામ આવેલું હતું. તેના સરદાર **માસારા** પાસેથી શિકારની ભાળ મેળવવાના ઇરાદાથી હું તેને મુકામે ગયો. તે ભાઇસાહેબ માંદા પડયા હતા. તેમણે કહ્યું કે: "આ પ્રદેશમાંથી હાથી નામે ચાલી ગયા છે!"

અહીં સીદીઓએ માછલાં પકડવાને કામડીની બનાવેલી ગલ નાખી નદીના મુખ આગળ ઘણાં માછલાં પકડયાં. એ તાજાં માછલાં ખાવામાં બહુ મજેનાં લાગ્યાં. મેં પણ એવાં ઘણાં માછલાં એકઠાં કરી મીઠામાં આથી, સૂકવીને સાથે લઇ લીધાં. અહીં શિકાર માટે પણ જોગ હતો.

અગાઉ જે બે સિંહની મેં વાત કરી તેમના પંજામાંથી હું બહુ જ અજબ રીતે બચવા પામ્યો. તે બચાવ ઇશ્વરી કૃપા માનવા જેવો જ હતો.

એક દિવસ સીદી નોકરોએ જણાવ્યું કે: "બે ત્રણ કોસ દૂર, નદીકાંઠે હાથીનું એક ઝુંડ આવ્યું છે." મને આનંદ આનંદ થઇ ગયો. થોડાક સીદી નોકરોને લઇ બંદૂક સાથે હું તે બાજુ નીકળી પડયો. પણ સાત આઠ માઇલ દોડાદોડી કરવા છતાં શિકારનો કાંઇ ઘાટ બેઠો નહિ; ને સાંજ પડવા આવતાં જ અમે સૌ મુકામ તરફ પાછા ફર્યા. સંધ્યાકાળ પહેલાં, થોડીક વાર અગાઉ, નદીકાંઠે એક નાનું જંગલ વટાવી જતો હતો, એવામાં બે સિંહોએ આવી ત્રાડ મારી. તેમના

હુમલાથી બચવાને મેં આંખો મીંચીને ઘોડો દોડાવ્યો. બાપ રે બાપ ! કેવી આફત ! કાંઈ વાત જ કહેવાની નહિ. સિંહ ભયંકર વેગથી અમારા ઘોડા તરફ ધસી આવતા હતા; અને ઘોડો પણ ભયભીત થઇને જીવ લઇને નાસતો હતો. આ જોઈ સીદીઓએ કોલાહલ કરવા માંડ્યો અને-ઝટપટ સાથે મશાલ હતી તે સળગાવી, એટલે સિંહ તરત જ ગેબ થઇ ગયા. એટલામાં તંબૂ પણ આવી લાગ્યો.

નદી ખૂબ મોટી હતી; પણ બહુ ઊંડી નહિ. તેના પટ પર બરૂનાં છોડવા ઊગેલા, તે એટલા ખીચોખીચ કે તેમાંથી રસ્તો કાઢવાનું અશકય હતું. આથી નદી કેવી રીતે વટાવવી તે પ્રશ્ન આવી પડયો. દક્ષિણ આફ્રિકાનો આ પ્રદેશ શિકારને માટે પ્રખ્યાત છે. અહીંથી જો બળદગાડામાં જઇએ તો લગભગ તેર દિવસે અને ઘોડા પર જઇએ તો પાંચ છ દિવસમાં નોમા સરોવરે પહોંચી જવાય. અંતર કાંઇ બહુ વધારે ન હતું. પણ રેતાળ રસ્તો એટલે બળદગાડું ચાલવું બહુ કઠણ. ઊંડી રેતી પર થઇને ગાડું ખેંચતાં બળદના જાણે જીવ નીકળી જાય. અહીં પાણીની કાંઈ આપદા પડી નહિ. પણ મચ્છરનો ત્રાસ એટલો બધો હતો કે રાત્રે ઊંઘાય જ શેનું ?

આફ્રિકા જેવું શિકાર કરવાનું સ્થાનક દુનીઆમાં કયાંય હશે કે કેમ એની શંકા છે ! પણ આવું રેતાળ રણ, આવાં ઘાસ-પાન વિનાનાં મેદાન, આટલો પ્રખર તાપ ને તેટલીજ પાછી રાત્રે ભયંકર ટંડી.–તે પણ બીજે ન જ હોય ! સવારમાં કામળા આડેથી નીકળી ઊઠવાનું કામ જેવું તેવું ન હતું. સાચું કહેવડાવો તો આ દેશના કેટલાક ભાગો તો માણસને રહેવા લાયક જ નથી !

આગલે દિવસે ઘણે દૂર કેટલાક હાથી ચરતા જોવામાં આવેલા. તે ઝૂંડમાં હાથી અને હાથણીઓ બંને હતાં. હું ને મિ. જોન

બીજે દિવસે સવારમાં આ ઝૂંડ નહાવા આવે છે કે કેમ તેની તપાસ કરવાને બહાર નીકળ્યા. પણ અમારી નજીકમાં તો કશે તે પાણીમાં ઊતર્યાં હોય તેવું કાંઇ ન દેખાયું. અહીં પાછા પાડા, જિરાફ અને ગેંડા પાર વિનાનાં હતા. શું સીદી કે શું હોટેન્ટોટ, સૌ કોઇને હાથીનો શિકાર કરવાનું મન. આજકાલ એ લોકો પણ હાથીદાંત અને તેનાં હાડકાંની કિંમત સારી પેઠે સમજી ગયા હતા. આજે સીદીઓ સાથે અમે ય નદીમાંથી માછલાં પકડયાં. બેચાર જંગલી પાડા જોયા, તોપણ ગોળી ન ચલાવી; કેમકે તેમ કરતાં કદાચ હાથીઓ ભડકીને નાસી જાય!

બીજે દિવસે–રવિવારે સવારમાં, મેં માંડ પ્યાલાભર કોફી પીધી હશે, એટલી વારમાં તો મારી સાથેના સીદીઓ ટોળાબંધ આવી તંબૂની પાસે બેઠા. હું રવિવારને દિવસે કદી શિકાર કરવા નીકળતો નહિ. એટલે એમ ધાર્યું કે આ લોકો કાંઇ સાધારણ વાતચીત કરવા આવ્યા હશે. મારા ગાડીવાને ટોળીના મુખીરૂપે કહ્યું: " મારે ઘેર જવું છે. મને રજા આપો." મેં કહ્યું: "ભલે." પછી ટોળામાંથી દરેક જણે પણ એ જ વાત કહી. તેમણે બંદૂકો, ગોળીઓ, વગેરે બધું મને પાછું સોંપ્યું. ગાડીવાને પણ ચાબૂક અને ગાડીનો બીજો સરસામાન પાછો સોંપી દીધો; અને બધાનો પગાર ચૂકવી આપવા મને જણાવ્યું. મેં કહ્યું: " તમને પગાર કરતાંય વધારે પૈસા તો કયારના આપી દીધા છે." આ ઉપરથી, બીજું કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના, તેઓ ચાલ્યા ગયા. મારી સાથે માત્ર બે નોકરો રહ્યા. માતાકીટ અને ઇન્યાન. તેઓએ રડતાં રડતાં કહ્યું: "આપણે તો રસ્તે કદાચ કપાઇ મરીશું, પણ પેલા લોકોનેય માસારા કે માકુબાસ લોકો કાપી જ નાંખશે."

આ લોકો આમ નાસી કેમ ગયા તેનું કાંઇ કારણ મને સમજાયું નહિ. થોડીક વાર વિચાર કરી એ લોકોની પાછળ પાછળ જવાનો જ

મેં નિશ્ચય કર્યો. તત્કાળ માતાકીટ અને ઇન્યાનને સાથે લઇ હું નીકળી પડયો. અમે ઘોડા પૂરપાટ મારી મૂકયા. પણ પેલા લોકોના પત્તો કયાં ? થોડી વારે માતાકીટ અને ઇન્યાન, મને એકલાને જંગલને એક નાકે ઊભા રહેવાનું કહી, તેમની શોધમાં નીકળી પડયા. હું તો તેમની રાહ જોતો બેઠો. ધીમે ધીમે દિવસ ચડવા માંડયો. સૂર્યનો તાપ પ્રખર થવા લાગ્યો. રેતીના ઢગલા તપી ગયા. પણ પેલાઓ કયાં ? હું પેલા બે જણાને પાછા ચાલી આવવા વારંવાર બૂમો મારવા લાગ્યો. પણ કાંઇ જવાબ ન મળ્યો. હું સમજી ગયો કે તેઓ બંને જણ પણ ભાગી જ ગયા ! આમ અત્યારે હું આ નિર્જન વનવગડામાં સાવ એકલો જ પડી ગયો !

તરત જ હું મારી ગાડી તરફ પાછો ફર્યો. તે વખતે સાંજ પડી ગઇ હતી. આખી વાટ પગે ચાલીને જ આવ્યો હતો. ને પહોંચતાં વાર જ લાકડાં સળગાવી ચહાની કીટલી ચડાવી દીધી. હુકમ કરી કામ લેવા કરતાં પોતાનું કામ જાતે કરી લેવામાં કેટલી તકલીફ પડે છે તે હું અત્યારે બરાબર સમજ્યો. હરામખોર નોકરો વાસણકુસણ પણ જેમનાં તેમ જ માંજ્યા વિનાનાં મૂકીને ચાલતા થઇ ગયા હતા. એટલે તે પણ મારે જાતે જ સાફ કરવાં પડયાં ! હવે મને મારૂં કડું એકલવાયાપણું બરાબર સમજાવા માંડયું. રણવગડામાં હું એકલો, સાથે વીસેક ઢોર, ને તેમાં આ પ્રદેશની માકાતાલા બોલી પણ ન આવડે ! રાત કેમ કાઢી તે વર્ણન થાય તેવું નથી. એ માતાકીટ આવ્યો ! એ ઇન્યાન આવ્યો !—એવા ભણકારા વખતોવખત વાગ્યા કરે. મને લાગ્યું કે પેલા હરામખોર ગાડીવાને જ મારાં બધા માણસોને ભમાવ્યા હોવા જોઇએ, કે 'રસ્તામાં બધા માર્યા જઇશું !' આવા આવા વિચારો અને તર્કવિતર્કમાં રાત મેં જાગી જાગીને જ

ગાળી. આખરે મેં પણ નિશ્ચય કરી નાખ્યો કે મોત આવે તો બહેતર, પણ બધું જતું કરીને ય કાંઠે કાંઠે નોમી સરોવરે ગયા વિના તો ના રહેવું. સહેજ નજર કરી તો માલમ પડયું કે મારા પાંચ ઘોડાય ગેબ થયા હતા! સવાર થતાં જ નદીએથી પાણી લઇ આવ્યો અને લાકડાં એકઠાં કરી કાફી બનાવીને પી લીધી. ગાય બળદને છોડી મૂકયા. એટલી વારમાં નદી તરફથી કેટલાક સીદીઓના અવાજ કાને પડયા. તરસપ્રાણી જેમ ઘણે દૂરથી પણ લોહીની ગંધ આવતાં દોડી આવે છે, તેમ સીદીઓ પણ બંદૂકનો અવાજ સાંભળી દોડી આવે છે. મેં સીદીઓના બોલવાનો અવાજ સાંભળી બેત્રણ વાર બંદૂકોનો બાર કર્યો–ને પછી જાય કયાં? ત્રણ સીદીઓ તત્કાળ મારી સામે આવી ખડા થઇ ગયા. પણ મને સીદી લોકોની ભાષા બહુ જ જૂજ આવડતી. તેઓ આવતાં આંખઇશારાથી મારી સ્થિતિ તેમને સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો, પણ તેમાં કાંઇ વળ્યું નહિ. તેઓ થોડીક વાર ચોમેર નજર ફેરવી 'નઉ' (એટલે કે ના) કહી ચાલ્યા ગયા. હું નિરાશ થઇ ગયો. થોડી વાર પછી એક કાળીઆર હરણનો શિકાર કરી લાવી મેં ભોજનની જોગવાઇ કરી મૂકી.

પણ આફતમાં આવતાં, નિરાશ થયે કેમ પાલવે? આપણે ફાવે તેટલી આફતમાં પડીએ, પણ કોણ જાણે કયાંથી યે દયાળુ પ્રભુ તે આફતમાંથી બચાવી લે છે! મેં તો બધા ય ઢોર આખલા છોડી મૂકયા હતા, તે કોણ જાણે કયાં ને કયી દિશામાં ચરતા હશે–અને તો તેમને પાછા વાળી લાવવાને હું બહાર નીકળ્યો. એ રીતે નદી કાંઠે બે ત્રણ માઇલ રસ્તો કાપતાં જોયું તો કેટલાક વામાંગાટોસ જાતના પુરૂષો, સ્ત્રીઓ, છોકરાં અને કૂતરાં એક મરેલા હરણનું માંસ વહેંચી ખાવામાં મચી પડયાં હતાં.

તેમને જોતાં મને કેટલો આનંદ થયો કે કાંઇ કહેવાની વાત જ નહિ. મેં તે ટોળીના સરદાર સાથે ભારે આનંદથી હાથ મિલાવ્યા. એ માણુસને સાધારણુ વલંદા–બોઅર લોકોની ભાષા આવડતી હતી. તેણે મારી પાસે થોડુંક માંસ માગ્યું. મેં વિચાર કર્યો કે સવારમાં કાળીઆર હરણુનો શિકાર કરી લાવ્યો છું તે ઠીક કામમાં આવી જશે. તે લોકો ઘણા હર્ષથી મારી સાથે આવ્યા અને કાળીઆર હરણુને જોતાં ખુશ ખુશ થઇ ગયા. તેઓએ જણાવ્યું કે, "અહીંથી સીધા માંગોટા તરફ જવાય છે. તમારે તે બાજુ જવું હોય તો અમે તમને મદદ કરવા તૈયાર છીએ." આ મદદના બદલામાં તેમણે મારી પાસે થોડોક ફોડવાનો દારૂ, હળ, અને કોદાળીની માગણી કરી. મારૂં હૃદય અત્યારે આનંદથી ઉભરાઈ ગયું હતું. એટલે મેં તો રાજીખુશીથી તેમની શરત કબૂલ કરી. ને તેમની સાથે પગપાળા ચાલી નોમી સરોવર તરફ જવાનો નિશ્ચય કર્યો. ત્યાં મિ. વિલસન નામે એક અંગ્રેજ સાહેબ રહેતા હતા. તેને ઘેર પહોંચી જઇ ત્યાંથી વૅાલવિશની નેળને રસ્તે જવાનો મેં વિચાર ગોઠવ્યો.

આ પ્રમાણે સંકલ્પ કરી હું એ લોકો સાથે વાતચીત કરતો હતો, એવામાં કોઈ માણુસ લંગડાતો લંગડાતો આવી મારા ગાડામાં ચઢી બેઠો. જરા વધારે ધ્યાનથી જોયું તો તે બીજો કોઇ નહિ પણ ઇન્યાન જ હતો. બિચારાને પગે વાગ્યું હતું ને અતિશય થાકીને લોથપોથ થઇ ગયો હતો. તેને અને તેની પાછળ માતાકીટને જોતાંજ હું તો તેમને આનંદથી ભેટી પડયો. થોડીક વાર પછી તો પાંચ ઘોડા લઇ મારો ગાડીવાન અને ટોળીનાં બધાં માણુસો પણુ આવીને હાજર થઇ ગયા! મારા ઘોડા કયાં ઉપડયા હતા તે હવે મારા સમજવામાં આવ્યું. મેં જરાયે ગુસ્સે થયા વિના, ઘણી ધીરજ ને શાંતિથી, માતાકીટ

પાસેથી સર્વ હકીકત સાંભળી લીધી. તેમને નાસી જવાનું કારણ એ હતું કે તેમને એ માસનો પગાર અગાઉથી જોઇતો હતો, અને તે ન મળવાથી વેર વાળવા તેઓ મારા પાંચ ઘોડા ચોરી ગયા હતા ! મહામહેનતે માતાફીટ અને ઇન્યાન તેમને મનાવી પાછા લાવ્યા હતા !

પછી તેમને મેં કહ્યું કે તમે શાંતિથી કામ કરશો તો હું તમને કોઈ પણ વાતે કમીના પડવા દઇશ નહિ. આથી તેઓ ઠંડા પડયા અને તે દિવસે બધા ખરા આનંદથી સાથે જમ્યા.

હવે પાછું અમારૂં પ્રયાણ શરૂ થયું. બીજું કરવાના ય શું હતા ? એક નદી ઓળંગી અમે સામે પાર ગયા. આ નદીમાં પણ ભયંકર મગર હતા, પણ સારા નસીબે અમને કાંઇ આફત નડી નહિ. અમારૂં ધ્યાન તો નોમી સરોવર તરફ હતું. સવારના ઠંડે પહોરે અમે રોજ ઊપડતા. ને કેવી ભૂલ કરી નાખેલી ! આ વખતે ઊપડતી વેળા કંપાસ ને દૂરબીન લેવાનું જ ભૂલી ગયા હતા !

એક દિવસ ઘોડે બેસી શિકાર કરવા જતાં મેં એક જંગલી પાડાને ગોળી મારી. ઘવાયલા પાડાએ મારી પાછળ એવો તો જોરથી ધસારો કર્યો કે હું ઘોડો દોડાવી ઘણે દૂર એક ઝાડ પર ચડી ગયો ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. ઝાડે ચડવા જતાં પગે ઘણે ઠેકાણે છોલાયું હતું. પણ નસીબ પાધરૂં કે બંદૂક સાથે રાખીને હું ઝાડ પર ચડી જઈ શકયો, નહિ તો મારે બે ત્રણ દિવસ એ ઝાડ પર તપશ્ચર્યા કરતા બેસી રહેવું પડત !

બીજે દિવસે ખબર મળ્યા કે હાથીનું ઝૂંડ આટલામાં જોવામાં આવ્યું છે. માસારા લોકોએ આવીને જણાવ્યું કે કાલે રાત્રે આ નદીમાં હાથી પાણી પીવા આવ્યા હતા. અમે હોડીમાં

બેસીને ઘોડાને નદીપાર ઉતાર્યા. અહીં આગળ નદીનો પટ પણ લગભગ સો વાર પહોળો હતો. પાણી નીતરું કાચ જેવું સ્વચ્છ અને પીવા લાયક સ્વાદિષ્ટ હતું. રેતાળ પ્રદેશમાં આવા ઠંડા ગાર મીઠાં પાણીથી ભરપૂર નદી જોવામાં આવે એ તો મોટા ભાગ્યની વાત સ્તો !

અમે સૌ નદી પાર ઊતર્યા. નદીના કાંઠે ગીચોગીચ ભયંકર જંગલ હતું. એવું વિકટ જંગલ કે ઝાડમાંથી ઝાડ ફૂટી નીકળેલાં, ને એવી અતાગ ઝાડીવાળો પ્રદેશ દૂર દિગંત સુધી પથરાયલો ! જંગલના નીચલા ભાગમાં કાંટા અને ઝાંખરાં ભરચક, ને ઝાડીઝાડવાં એટલાં ગીચ, કે તે રસ્તે તો જવાય જ નહિ. માસારાના લોકોને પણ અમે માસારા જ કહેતા. એ લોકો ઝાડીઝાડવાં અને કાંટાળા જંગલમાંથી રસ્તો કાઢી ચાલવા લાગ્યા. મેં પણ તેમની પાછળ પાછળ ચાલવા માંડયું. થોડેક દૂર ગયા પછી સમજાયું કે અમે હાથીઓના ઝૂંડની નજીકજ આવી પહોંચ્યા હતા. મેં ઝટપટ મારા સીદી નોકરના હાથમાંથી બંદૂક ખેંચી લીધી. મારી સાથેના પાંચ સીદીઓ પણ બંદૂકો સાથે સર્જ્જ હતા. એવામાં પાછળથી એક બંદૂકનો અવાજ આવ્યો. પાછું ભાળી જોયું તો અમારી પાછળ ઝાડવાંને ઓથે એક મોટું પ્રચંડ હાથી-ઝૂંડ ઊભેલું હતું. આશરે પચાસેકની સંખ્યા હશે. તેમાં હાથી, હાથણીઓ અને બચ્ચાં સૌ હતાં. અમે તો ગોળીઓ છોડવા માંડી. પણ તે તેમનાં શરીરને વાગી નહિ. જોતજોતાંમાં તેઓ જંગલમાં ભાગી ગયા. આથી અમને લાગ્યું કે હાથીનો શિકાર કરવાનો હવે પત્તો નહિ લાગે; એમ સમજીને અમે પાછા વળ્યા. પણ રસ્તે આવતાં એક જંગલી પાડાનો શિકાર તો કર્યો જ. આજે તો અમે નદીને કાંઠે જ પડાવ નાખ્યો. માસારા અને માકુબા લોકો પણ મનમાનતું પાડાનું માંસ ખાઇ તૃપ્ત

થઇ ગયા.

બીજે દિવસે નદીને કાંઠે કાંટાળી ઝાડી અને ગીચ જંગલમાં દસબાર હાથી જોયા. તે નદી તરફ ચાલ્યા જતા હતા. હું તત્કાળ તેમની પાછળ પડયો અને ઝૂંડમાં સૌથી મોટો હાથી હતો તેના પર ગોળી છોડી. ગોળી વાગતાં જ ભાઇસાહેબ ચીસ પાડીને થંભી ગયા! તેની ભયંકર ચીસ સાંભળી મારા કૂતરા તો જીવ લઇને મારા ઘોડા પાસે નાસી આવ્યા. આ તરફ હાથી સૂંઢ ઊંચી કરી ઘોડાની લગોલગ આવી ગયો. જાણે હમણાં જ ભરખી જશે. અહા, હવે શું થાય! હું તો વહેલો વહેલો ઘોડો દોડાવી એક ઝાડીમાં પેસી ગયો. મારૂં તો લોહી જાણે થીજી જ ગયું! કાંટાઝાંખરામાં મારો ડગલો ને બકરાના ચામડાનો સુરવાળ પણ ચીરાઈ ગયાં, ને શરીરે જ્યાં ત્યાંથી લોહી નીકળવા લાગ્યું. હાથી ભણી તાકીને બીજી બે ગોળીઓ મેં છોડી. પણ તે યે ફોગટ જ ગઇ. કેમકે હાથી તો ત્રાડો પાડતો પાડતો ઘોર જંગલ તરફ નાસવા લાગ્યો. પણ એ હાથીના જબરદસ્ત દંતુશળ પર મારૂં દિલ એટલું ચોટયું હતું કે પ્રાણની પણ પરવા કર્યાં વિના મેં તો પીછો લીધો. થોડીક વારે હાથીની ગતિ નરમ પડતી લાગી. મને લાગ્યું કે મેં છોડેલી ગોળીઓ બીલકુલ નકામી ગઈ ન હતી. આ વખતે હાથી એક ઝાડીમાં જઇ ભરાઈ બેઠો હતો. મેં પાછી તેના માથા સામે તાકીને બે ગોળી છોડી. અને એક તેના કપાળની બરાબર મધ્યમાં જ લાગી. સૂપડા જેવા મોટા કાન ઊભા કરી હાથી ધીમે ધીમે પાછો હટવા લાગ્યો. મેં તેની આસપાસ ફરતાં ઘૂમતાં પાછી તાકીને ગોળી છોડી. હાથીએ તો સૂંઢ વડે એક ઝાડનું થડ ઉખાડી નાખ્યું. ને કારમી ચીસ પાડી જંગલ ગજાવી મૂકયું ને એવો જોશભેર મારા તરફ દોડી આવ્યો,

કે એક પળ વાર પણ ન ગુમાવતાં મેં ઘણા વેગથી તંબૂ તરફ ઘોડો મારી મૂક્યો. મારી ટોળીમાં આ વખતે કેટલાક હોટેન્ટોટ હતા. તેઓ બહુ લુચ્ચા હતા. તેમને આ દેશના બધા ભાગની બોલીઓ આવડે, પણ જબરા આળસુ. ભારે પગાર મેળવવાના પૂરા લોભી, છતાં કાંઇ કામ કરવાનું કહીએ તે ન કરે ને ઉલટા આપણા પર હુકમ ચલાવવા માંડે. આ બધું જાણતો હોવા છતાં હું તેમના સકંજામાં આવી પડ્યો હતો; કેમકે આ બાજુના રસ્તાના તે લોકો પાક્કા ભોમીઆ હતા.

હું તેમના કહેવા પર ઝાઝો આધાર રાખતો નહિ. કારણ કે એ લોકો નકામા આફતમાં ધકેલી જ દે. આથી હું રસ્તો બરાબર ધ્યાનમાં રાખીને જ ચાલતો હતો. અમે અત્યાર સુધીમાં નૈઋત્ય તરફ આવ્યા હતા. આ વખતે ઇશાન ખૂણા તરફ જવા ઠરાવ કર્યો હતો. અમારા સાચા ભોમીઆ ભગવાન સૂર્ય નારાયણ જ હતા.

આ રસ્તે મેં બે ઘોડાના બદલામાં એક સીદી સરદાર પાસેથી તેર હાથીદાંત વેચાતા લીધા. તેની ઓછામાં ઓછી એક હજાર રૂપીઆ જેટલી કિંમત તો થાય જ.

**૧૫મી જુલાઇ :**

લેચુલાતેબ પ્રદેશમાં નોમી સરોવર આવેલું છે. આજે અમે એ નોમી સરોવરના કાંઠે આવી પહોંચ્યા. આ દેશ પણ સપાટ છે. પણ આવું રોગીષ્ટ સ્થાન દુનીઆમાં બીજે કયાંય નહિ હોય! સરોવરની પાળે બરૂનું વન હતું. ત્યાં આગળ એક સલામત અને અનુકૂળ સ્થળે અમે પડાવ નાખ્યો. આ ભાગમાં સેટસી (Tstese) જાતની માખીઓનો ઉપદ્રવ ઘણો છે. સરોવરને કાંઠે કાંઠે કાળી કાળી ઝાડી છે. અહીંના લોકો તરફથી

ખબર મળેલી હતી કે ત્રણ દિવસથી ઓછા વખતમાં આ સરોવરને પેલે પાર જવાતું નથી. બહુ પ્રયત્ન કરવા છતાં પણ એકાદ હોડી ન મળી શકી. લોકોએ કહ્યું કે સરોવરનાં પાણીમાં સાધારણ પવનથી પણ ભયંકર મોજાં ઊછળે છે, તે વખતે હોડીબોડી બધું ડૂબી જાય છે. ને એવી રીતે કંઈ કંઇ લોકોના રામ રમી ગયા છે!

સરોવરની દક્ષિણ બાજુએ પહાડ પર થઇને વેલવિશ ઉપસાગરનો રસ્તો જાય છે. અહીં કોઈ કોઇ પહાડ ઊંચા છે. તેના પર લેચુલાતેબ લોકોનાં ઘરબાર છે. તેમની સાથે સેબિતુનના સીદીઓને તકરાર ટંટા ચાલ્યા જ કરે છે. ઢોરઢાંખર એ જ એમની મુખ્ય સંપત્તિ છે. એટલે તકરાર પણ ઢોરઢાંખરની બાબતમાં જ હોય એ સ્વાભાવિક છે! મેં નોમિ સરોવરની માત્ર એક જ બાજુ જોઈ હતી. પણ આ સરોવર જોઈ મને કોણ જાણે કેમ, કાંઈ બહુ આનંદ થયો નહિ! અહીંનો સરદાર હંમેશાં મારી સાથે ને સાથે રહેતો. માણસ બહુ મીઠાબોલો હતો પણ બડી પહોંચેલ બુટ્ટી. મેં દુભાષિયા દ્વારા તેની પાસેથી આ ભાગ સંબંધી પુષ્કળ માહિતી મેળવી લીધી. સરદાર મારી સાથે બહુ મિઠાશ રાખતો હતો; અને જે કાંઇ કહીએ તે કરતો; પણ એના જેવો લોભીઓ માણસ ભાગ્યે જ મળે. તેની પાસેથી કાંઇ ચીજ જોઇતી હોય તો એટલી કિંમત માંગે કે આપણે ચૂપ જ થઇ જઇએ! માણસ બડો ચાલાક અને પહોંચેલો. ઉંમર વધારે નહિ—જુવાનજોધ. તેની પાસે મેં કેટલીક બંદૂકો પણ જોઇ. શિકાર કરવામાં પણ બહુ હોશિયાર હતો. જાતેપંડે ગોળી મારી તેણે ઘણાક હાથીનો શિકાર કર્યો હતો.

એક દિવસ તેણે મને જમવા તેડ્યો. તેનું ગામ પહાડ પર

આવેલું છે. તેના મકાનની નજીક ખુલ્લા ચોગાનમાં અમે જમવા બેઠા. સીદી સ્ત્રીઓ ખાવાની બધી વાનીઓ પીરસી ગઇ. ભોજન-થાળ ગોઠવતી વખતે ઘૂંટણીએ પડી પોતાના રિવાજ મુજબ તેઓ નમસ્કાર કરતી. એ બાઇઓ કાપડ પહેરતી નથી; બકરાના ચામડાનો બનાવેલો પોશાક જ મોટે ભાગે પહેરે છે. બધીનાં શરીર પણ સશક્ત, નીરોગી અને ધાબડધીંગાં. પગે, હાથે, ગળે અને કમ્મરે મણકાની માળા, કાંસા અને પિત્તળના દાગીના, હાથીદાંતની ચૂડીઓ વગેરે જાતજાતના અલંકાર પહેરે છે. પણ તેમનાં હાથપગ બહુ ટૂંકા ને દાંત, મોં અને આંખો બહુ વરવાં લાગે છે.

લોકો કહે છે કે દુનીઆમાં સાચું સુખ ક્યાંય નથી! પણ એ વાત સીદી સરદારોની બાબતમાં કદાચ ખોટી પડે. તેમની શક્તિ–સત્તા અસાધારણ હોય છે. તેમને જે કાંઇ ખ્યાલ કે ઇચ્છા નિપજે તે મુજબ જ થાય. તેમના હુકમ સામે કોઇનો વિવાદ ન ચાલે. ઇચ્છામાં આવે તેને મારે કે જીવાડે. ને મન ફાવે તે બૈરીઓનાં ડોકાં એક પળમાં ઉડાવી દે. ફાવે તેટલાં લગન કરી શકે. તેમના છોકરવાદી તરંગ, ઇચ્છા, અને આજ્ઞાનું પાલન કરવાને હજારો તાબેદાર સીદીઓ હંમેશાં તૈયાર જ રહે છે. પરદેશી વેપારીઓ પાસેથી તે હાથીદાંત, પીંછાં વગેરેના બદલામાં જાતજાતના વિલાસ અને મોજમજાનાં સાધનો ખરીદી ભેગાં કરે છે.

આ અમારી જમણવારમાં મુખ્ય વાની જિરાફનું બાફેલું માંસ હતું. માંસ તો જાણે ચરબીમાં બોળી જ કાઢેલું લાગ્યું. મને તો સીદી લોકોનું આ ખાણું ઠીક પસંદ પડયું –બીજાની વાત કોણ જાણે. લોટાપ્યાલા અને વાસણકુસણ બહુ સ્વચ્છ. જમતી વખતે સીદી સ્ત્રીઓ શિયાળની પૂંછડીના

ચમ્મર વડે માખીઓ ઉરાડતી હતી.

મેં આ આદરભર્યા નિમંત્રણ માટે તેમજ મિત્રતાના પરિચયની નિશાની તરીકે સરદારની સાથે ટોપી અદલબદલ કરી–તેની લઇ મારી હેટ આપી. પણ માણસ એટલો બેશરમ કે મારી પાસેથી એણે થોડી ચહા પણ માંગી લીધી. આ સરદારનું નામ માકુબા હતું.

અહીંથી વૉલવિશને રસ્તે અમે પાછા ચાલ્યા. થોડે દૂર જતાંજ એક નદી આવી. આ ભાગમાં આટલી એક જ નદીનું પાણી પીવા લાયક હતું, કેમકે અહીં વરસાદ બહુ ઓછો થાય છે. અમે તો નદીને કિનારે ચાલવા લાગ્યા. રસ્તે અમને સીદી લોકોની ટોળીનો ભેટો થયો. તેમણે ખાડા વડે એક પ્રચંડ હાથીનો શિકાર કર્યો હતો, તેથી ખૂબ ગેલમાં આવી હોહા મચાવતા હતા. તેમની ટોળીમાં બે બુશમેન (એક પ્રજા) હતા.

ખાડાબાજી વડે શિકાર કરવામાં આ ભાગના સીદીઓ બહુ હોંશિયાર છે. જમીનની અંદર ઊંડા ખાડા ખોદી તેના પર ડાળીઓ અને ઘાસપાંદડાં, બરૂ વિગેરે ઢાંકી દે છે અને તેના પર એવી રીતે માટી પાથરી દે છે કે કોઇને ખબર ન પડે. હાથી જેવું ચતુર પ્રાણી પણ આ ફંદો નહિ ઓળખતાં અંદર ફસાઇ પડે છે. સીદીઓ વાત કરતા કે આ દેશમાં હાથીનો શિકાર પુષ્કળ મળે છે. હાથીનો શિકાર કરવા માટે બુશમેન, માસાર, કાફિર વગેરે સૌ લોકો હંમેશાં આ તરફ આવે છે. આ શિકારીઓને વૉલવિશ પ્રદેશની આજુબાજુના વસાહતી લોકો બંદૂક, ગોળીઓ, દારૂ વગેરે શિકારનાં સાધનોની જોઇતી મદદ આપે છે.

પણ અમે આગળ વધતા ગયા, તેમ તેમ દુઃખના દિવસ

પાસે આવતા હતા. ખોરાકી ખૂટી પડવા આવી હતી. વચમાં વચમાં હરણ, પાડા વગેરેનો શિકાર કરતા, એટલે માંસની છૂટ રહેતી. આ પ્રમાણે ચાલતાં ચાલતાં અમે માચીન નામના સ્થાનકથી ફક્ત ત્રણ જ દિવસની વાટ જેટલા પાસે આવી પહોંચ્યા. માચીનમાં વામાંગોટાસ સરદાર રહેતો હતો. આ વખતે કલાહારીનું રણ ઓળંગવું બહુ કપરૂં હતું. વરસભરમાં છાંટો પણ વરસાદ પડે નહિ. જેમ જેમ આગળ વધીએ તેમ તેમ પાણીના સાંસા પડવા લાગ્યા. નદી સૂકાઈ જઇને રેતાળ જમીન બની ગઇ હતી. કોદાળી વડે રેતી ખોદીએ તો પણ બહુ જ થોડું પાણી નીકળે. ને કેટલીક વાર તો તે પણ ન મળે. ને કદાચ મળે તો તે પીવા લાયક ન હોય ! દિવસના વખતે તો મુસાફરી કરવી ઘણી અઘરી પડે. પણ રાત્રે આકાશ ભૂરૂં, નિર્મળ થતું. ચંદ્રનાં કિરણોની શોભા મનોહર લાગતી. રાતને વખતે રણપ્રદેશમાં પવન પણ શીતળ, મધુરો વાતો એટલે અમે આખી રાત ચાલતા. ને દિવસને વખતે રણપ્રદેશની વચમાં આવેલી કોઇક પહાડની છાયામાં અગર ગુફામાં વખત વીતાડતા.

એક વાર કયાંયથી પાણી ન મળવાથી અમે નિરાશ થઇ બેઠા હતા, એવામાં કોઇ અજબ રીતે પાણીની ભાળ મળી. રાત્રે મુસાફરીમાં ચાલ્યા જતા હતા. ઘોડા તરસથી આકુળ-વ્યાકુળ થઇ ગયા હતા. તેમનાથી ચલાતું ન હતું. આથી પાણીની શોધમાં ઘોડે બેસી હું આમતેમ રખડતો હતો. મહાકષ્ટ વેઠતો વેઠતો ઘણે દૂર દૂર નીકળી ગયો. એવામાં ઘણે આઘે કાળા ધાબા જેવું કાંઇક આવતું જણાયું. પહેલાં તો એમ લાગ્યું કે વખતે શહામૃગ હશે, પણ પાસે આવતાં જ સમજાયું કે એ તો બે માસાર સ્ત્રીઓ શહામૃગનાં ઇંડાંનાં કોટલાં લઇ પાણી ભરવા જતી હતી. તેમને જેતાં મારા આનંદનો પાર

રહ્યો નહિ. તેઓ મને એક પહાડમાં લઇ ગઇ. ત્યાંથી અમને પુષ્કળ પાણી મળ્યું, પણ ત્યાં પાણી આવ્યું કેવી રીતે તે બહુ જ નવાઇની વાત હતી. મને તો એમ થયું કે અહીંઆં કંઇ ઝરણુંબરણું હશે અને તેમાં પાણી ઝરતું હશે! એ પાણી પી તેમજ મારાં જાનવરોને પીવડાવી હું નિશ્ચિંત થયો.

અમને આ રસ્તે કેવું કેવું કષ્ટ વેઠવું પડયું હતું તેનું વર્ણન કર્યે પાર આવે એમ નથી.! નહિ શિકાર કે નહિ પાણી–માત્ર જ્યાં જુઓ ત્યાં રેતી ને રેતીના જ ઢગલા! રણ-પ્રદેશ એટલે ઘણા માનતા હશે કે તે રેતીથી ભરપૂર સપાટ પ્રદેશ હશે! પરંતુ એ માન્યતા સાચી નથી! રણનો પ્રદેશ બધે સમતલ હોતો નથી. કોઇક ઠેકાણે ઉંડી ખાઇઓ, કોઇક ઠેકાણે પથરાથી ભરપૂર પર્વત, તો કોઇક ઠેકાણે ઊંડી ને ખાડા ખડીઆવાળી જમીન! કોઇક ઠેકાણે કાંટાઝાંખરાં તો કોઇક ઠેકાણે સાધારણ તણખલું પણ જડે નહિ! એક ઠેકાણે ખાવાનું ન મળે તો બીજે ઠેકાણે પાણીની પૂરી ખોટ. સાથે રાખેલાં માણસો અને જાનવરોનાં ખોરાકપાણી એકઠાં કરવાની કડા-કૂટ ઉપરાંત મુસાફરીનો થાક,–એ બધાથી મારૂં શરીર અને મન બંને થાકીને લોથપોથ થઇ ગયાં હતાં!

આ પ્રમાણે લગભગ એક અઠવાડિયું રણપ્રદેશમાં ચાલતાં ચાલતાં આખરે કાંઇક કાંઇક લીલોતરી જણાવા લાગી. એક દિવસ ખબર પડી કે હવે આઠદસ કલાક ગયા બાદ અમે એક ગામની નજીક જઇ પહોંચીશું. પણ આ રસ્તો વિકટ અને લાંબા લાંબા ઘાસથી ભરપૂર હતો. આવા ઘાસભર્યા કષ્ટદાયક રસ્તે ગાડી કેવી રીતે ચાલે, ને માણસ પણ કેવી રીતે ચાલી શકે? મેં તો ખીસામાંથી દીવાસળી કાઢી ઘાસમાં ચાંપી. પણ મને ખ્યાલ ન રહ્યો કે એમ કરીને મેં મારે હાથે જ જાણે મોતની શિક્ષા

વહોરી લીધી હતી ! સૂકું, ધાણી જેવું ઘાસ તો ભડભડાટ સળગી ઊઠયું. તે વખતે પવન પણ જોરથી ફૂંકાતો હતો. એટલે અગ્નિનારાયણ ધગધગાટ વધી જતાં અમારાં ગાડીઘોડા અને માણસો એ સર્વનો ભક્ષ કરવા નજીક નજીક આવી પોતાની જવાળા ફેંકવા લાગ્યા. ભૂખ્યા અગ્નિદેવને તૃપ્ત કરવા અમે ખોબલે ખોબલે રેતી નાંખવા માંડી. પાણી તો કયાંથી લાવીએ ? કે આગ બૂઝાઇ જાય ? અમે બહુ ત્રાસ વેઠયો.

છતાં જેમ તેમ આગના પંજામાંથી બચી આખરે અમે મિ. શેકિલના ખેતરમાં આવી પહોંચ્યા. અહીં આવીને પેટપૂર ખોરાકપાણી પામ્યા.

અહીં એક બાબત જણાવ્યા વિના ચાલતું નથી. હું અહીં આવી પહોંચ્યો તે પહેલાં દોઢ માસ પર છ જર્મન મિશનરીઓ અહીં આવ્યા હતા. તેમણે એટલા થોડા વખતમાં પણ, સાધારણ લાકડાં અને ખીલા વડે એક સરસ બંગલો બાંધ્યો હતો. તેમાં પાંચ મોટા મોટા ખંડ હતા. એક ઓસરી હતી. સરસામાન–રાચરચીલું બધું અદ્‌ભુત હતું. એ લોકો ઉ-તમ કારીગર હતા. રાતદહાડો એકસરખી મહેનત કરતા. અને જે કાંઈ વખત બચતો તેમાં બેશુઆના પ્રજાની ભાષા શીખતા. આ છ મિશનરી જુવાનો ભારે ખાનદાન અને મેમાનોની ખાતરબરદાસ કરવાવાળા હતા. હું તો એ લોકોના હૃદયની ઉદારતા જોઇ મુગ્ધ જ બની ગયો !

અહીં ત્રણચાર દિવસ વિસામો ખાઈ અમે કાંઈક તાજા થયા. કલહારિનું રણ ઓળંગવામાં અમને જે અથાક ભૂખતરસનું દુ:ખ, અને પાણીની તંગી વેઠવાં પડયાં હતાં, જે શારીરિક થાક લાગ્યો હતો તે બધાનું વર્ણન કરવાનું અશક્ય જેવું છે.

આખરે અમે મુઈ નદીના કિનારે આવ્યા. નાતાલ જવા રવાના

ચતાં અગાઉ કેટલાક દિવસ અહીં રહી થાક ઉતારવાની આશાથી અમે પડાવ નાખ્યો. નદીનું પાણી પણ નિર્મળ અને મીઠું હતું. સ્થાન રૂપાળું હતું. દૂર દૂર ભૂરી પર્વતમાળા દેખાતી હતી. પાસે જ બેએક પહાડો જણાતા હતા; તે પણ સુંદર વનસ્પતિ અને ઝાડપાનથી શોભાયમાન લાગતા. નદીને કાંઠે જ્યાં અમે પડાવ નાંખ્યો હતો, ત્યાં કેટલાંક મોટાં વડનાં ઝાડ હતાં. તેની ડાળીઓ બહુ વિસ્તારથી ફેલાયલી હોવાથી સ્થાન બહુ શીતળ લાગતું. અહીં અમને હરણનો સરસ શિકાર મળતો હતો; પરંતુ દેશ બહુ ગરીબ. આ વરસે વરસાદ બીલકુલ ન આવવાથી કાંઈ પણ ખેતી પાકી નહિ. ને કમનસીબ સીદીઓને બિચારાને ભૂખમરો વેઠવો પડશે એ જાણી મને પારાવાર દુઃખ થયું.



## પ્રકરણ : ૯મું

### તરસની બહાદુરી

આઠ માસ નાતાલમાં રહ્યા બાદ પાછા દક્ષિણ આફ્રિકાના ઘણાજ દૂરના પ્રદેશમાં શિકાર કરવા જવા માટે અમે તૈયારી કરી. આ વખતે સીદી નોકરચાકર, ગાડી ઘોડા, બળદ એ સર્વ વાનાં ઘણી હોશિયારીથી એકઠાં કરી લીધાં. બાસ્ટાર્ડ અને રૅાકસેટા નામે બે કુશળ હાથીશિકારીને પણ સાથે લઇ લીધા. મારા આગલા નોકરોમાંથી માતાફીટ, ઇન્યાન અને ફાંગા હતા. એ લોકો મારી સાથે સાથે આટલા દિવસ હરવા ફરવામાં હંમેશાં રહેલા, એથી એમના પર મને પૂરો વિશ્વાસ હતો અને ઘણી બાબતોમાં હું તેમના પરજ આધાર રાખતો.

**૨૭ જૂન. (૧૮૫૯)**

આજે અમે વામાંગ્યાટો રાજ્યમાં આવી પહોંચ્યા. અહીં રહી થોડોક વેપાર પણ ખેડયો. કેટલાક હાથી દાંત, ઘોડા અને બકરાં ખરીદ્યાં. અહીં આવતાંજ સાંભળ્યું હતું કે આ પ્રદેશના

સરદારોમાં અંદર અંદર લડાઇ જાગવાનો સંભવ છે; એટલા માટે અહીંના સરદારે અમને પણ ઝટપટ આ ભાગ છોડી ચાલ્યા જવાની સલાહ આપી.

ગઇ કાલે રાત્રે અમે એક અણધારી આફતમાંથી બચી ગયા. મારા તંબૂથી થોડેક છેટે એક સુંદર ઝરણું હતું. ત્યાં હું નહાવા ગયેલો, તે તકનો લાભ લઇ બે સીદીઓ મારી ગાડીમાંથી તંબાકુ લેવા ગયા. ત્યાં મારા બીછાના નીચે બે ભરેલી બંદૂક હતી તેની તેમને ખબર ન હતી; તે લોકોની ઉથલપાથલથી કે ગમે તેમ, પણ તે બે બંદૂકો ફુટી જતાં ગાડીની ધરી ભાંગી ગઇ. બીજું કાંઈ નુકસાન થયું નહિ એટલો વળી પ્રભુનો પાડ!

હવે અમારે કયી દિશા ભણી નીકળવું તે બાબત સીદી અને હોટેન્ટોટ લોકો વચ્ચે ભાંજગડ ઊભી થઈ. હોટેન્ટોટોનો વિચાર નોમી સરોવર તરફ જવાનો હતો; ત્યારે સીદીઓ તેમ કરવા રાજી ન હતા. આખરે મેં એવો ઠરાવ કર્યો કે આ દેશના સરદારો વચ્ચે જ્યાં લડાઇ અને ટંટો તકરાર ચાલે છે, તેવા કોઇ પણ ભાગ તરફ જવું નહિં. કોઇ સલામત સ્થળેજ જવું. આ દરખાસ્તમાં કોઇએ વાંધો ઊઠાવ્યો નહિ.

આ પ્રમાણે સરોવર તરફનો માર્ગ છોડી અમે માશોઇનો રસ્તો લીધો. આ રસ્તે આવતા એક સ્થળ સંબંધી હું અત્યારે કહેવા માગું છું—આવું સુંદર સ્થાન બહુધા અમારા જોવામાં આવ્યું નથી! નાનો સરખો એક ભૂરો પહાડ—કદાચ ૭૦૦-૮૦૦ ફીટથી વધારે ઊંચો નહિ હોય—તે પહાડ પરથી એક ઝરણું ઊતરેલું હતું. તેનું પાણી રૂપાના જેવું સફેદ ચળકતું છે, ને એટલું સ્વચ્છ, મીઠું અને પીવાલાયક કે અમે તો ખોબે ખોબે પીતાં તૃપ્ત જ થઈ ગયાં. અહીંનો દેખાવ આબેહુબ સમુદ્ર કિનારા જેવો જ લાગે છે. આફ્રિકાના અંદરના

ભાગમાં ક્યાંય આવો દેખાવ જોવામાં આવશે એવો કોઇને ખ્યાલ પણ ન આવે ! અહીં અમે એક પ્રકારનાં વૃક્ષો જોયાં. તેના થડનો ઘેરાવો લગભગ ૬૧ ફૂટ હતો. એનું નામ તો કાંઈ માલુમ નથી! પણ એના કરતાં પણ બીજાં ઘણાં મોટાં મોટાં ઝાડ છે!

આ વખતે મારી ટોળીમાં લગભગ પચીસછવીસ માણસો હતાં અને તેમના ખાવાપીવા વગેરેની બધી વ્યવસ્થાનો ભાર મારા પર જ હતો. હોટેન્ટોટ લોકો તો નર્યા ખાઉધરા રાક્ષસ જ જોઇ લો ને—આપણા જેવા સાધારણ માણસને ત્રણચાર દિવસ ચાલે, તેટલો ખોરાક તો તેમાંનો એક જ જણ ખાઇને સાફ કરી નાંખે! આથી શિકાર કરવા ન જઇએ તે ચાલે તેમ નહોતું. એમની પાચનશકિત પણ અજબ. ગમે તેટલું માંસ, ચરબી અને હાડકાં સ્વાહા કરી જતાં પણ તેમને કાંઇ ઉપાધિ થતી નહિ. આથી આ સુંદર સ્થાનમાં કેટલાક દિવસ રહી થોડાંક હરણ, પાડા અને જંગલી આખલાનો શિકાર કરી અમે પુષ્કળ માંસ ભેગું કરી લીધું.

પછી અમે કાબાલ્લા તરફ રવાના થયા. પણ હાય રે! મુસાફરીનો શોખ અને શિકારની ધૂન—એક વાર જે આ બાબતમાં ફસાય છે તેની દશા કફોડી થઇ પડે છે! સેંકડો આફતોમાં આવી પડવા છતાં પાછો તે માણસ સાહસમાં જોડાવાને આકુળ વ્યાકુળ બની જાય છે. મારે પણ એવું જ બન્યું. કેટલીયે વાર અનેક આફતોમાં આવી પડવા છતાં પાછો તેનો તેજ શિકારનો શોખ મગજ પર સવાર થઇ પડતો.

બે દિવસ—અડતાલીસ કલાક ચાલ્યા કર્યું. પણ એક ટીપું પાણીનું ન મળી શક્યું. ને રેતી ય કેટલી ઊંડી! ગાડીનાં પૈડાં રેતીમાં ગરકી જતાં હતાં. બળદ ગાડી ન તાણી શકવાથી વચમાં આડા પડી જતા હતા. તરસથી સૌ કોઇ ગાંડાતૂર બની ગયા હતા. એક હોટેન્ટોટે જણાવ્યું કે અહીંથી બાર માઇલ છેટે

લેતલોકી નામે સ્થળે એક ઝરણુ છે ત્યાં પાણીની કાંઈ તૂટ નહિ પડે ! બળદ, ગાય ઘોડા, માણુસ બધાં ય તરસે ટળવળતાં હતાં; એટલે આખી રાત ચાલતાં ચાલતાં આખરે અમે લેતલોકી આવી પહોંચ્યાં. પેલા નોકરનું કહેવું સાચું પડયું કેમકે અહીં પાણી ભરપટ્ટે મળ્યું. ગાય, વાછરડાં, ઘોડા, માણુસો સૌએ ધરાઇને પાણી પી લીધું. પણ અહીં શિકારબિકાર મળશે કે નહિ તે ખબર અમને ન હતી. પણ પાણીનું સુખ હતું. તેથી અહીં કેટલાક દિવસ રહેવાનો નિશ્ચય કર્યો. ઝરણુની પાતળી ધાર પહાડમાંથી નીચે વહેતી હતી. લેતલોકી ગામ પણ કાંઇ છેક નાખી દેવા જેવું નહિ. સીદીઓની સ્થિતિ ખાધેપીધે સુખી હતી. દરેકને ઘેર દાણાદુણીની ભરચક કોઠીઓ તો હોય જ. ને એ કોઠીઓની બનાવટ પણ અવનવી જ !

ઝરણુની ધાર પાતળી, પણ સતત વહેતી હોવાને લીધે પાણીની તૂટ પડતી નહિ. આ ગામના સીદીઓએ જણાવ્યું કે આગળ, રસ્તે, પચીસ ત્રીસ માઇલ સુધીમાં કોઇ નદી કે બીજું જળાશય નથી. આથી વરસાદ પડયા વિના આ સ્થાન છોડીને આગળ જવાનું અમને ઠીક ન લાગ્યું. મેં પણ તેમનું કહેવું વાજબી ધારી અહીં જ રહેવાનું ઠરાવ્યું; ને અહીં શિકાર મળશે એ બાબતની તેઓએ ખાત્રી આપી.

અહીં આવ્યા પછી ત્રણચાર દિવસે વરસાદ શરૂ થયો. તે કેટલાય દહાડા સુધી! અહા! કેવા આનંદની વાત. નાનાં છોકરાં આકાશમાં કાળાં વાદળાં જોઇ ખુશી ખુશી થઇ જાય છે, તેમ પહેલે વરસાદે હું એકલો જ નહિ, પણ ગામનાં લોકો અને મારી ટોળીનાં બધા માણુસો પણ ઉત્સાહમાં આવી ગયાં! સીદીઓ અને હોટેન્ટોટો પોતાની ભાષામાં ગીત ગાવા લાગ્યા. તેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

આવ્યો વરસાદ, આવ્યો વરસાદ
ને આવશે ફરી,
કાળાં વાદળોમાંથી કોણ મોકલે વરસાદ—
ઘમઘોર મેઘલા ગાજે છે ભાઈ,
ને વીજલડીઓ ચમકે,
ઝરમર ઝરમર મેહુલો વરસે,
આજે ઊંઘવાની શી ઘાઈ?
ગાયો ભેંસો સૌ જીવો જીવી ગયાં
જીવ્યાં ઘાસ ને પાલાં,
અંતરના ઉદ્વેગ સૌ મટી જશે,
ભરચક દીસે નદી નાળાં.
ખેતી કરવા આજે ખેતરે જાશું,
રહીશું ન આજે ઘેરે,
આવ્યો વરસાદ, આવ્યો વરસાદ
ને આવશે આજે પાછો વરસાદ.

તેમના ગાયનમાં કાંઇ તત્વ ન હતું એ ખરૂં, પણ તેઓ પોતાની બોલીમાં એવા ભાવપૂર્વક અને અદ્‌ભુત સ્વરે ગાતા હતા કે હું પણ તેમની સાથે વરસાદનો આ આનંદ ઉત્સવ ઉજવવામાં જોડાયો!

આ દેશમાં વરસાદની સાથે સાથે અતિશય ઠંડી પણ પડે છે; અને ઠંડી તે એવી કે હાડકાં પણ ઠરીને કોકડાં થઇ જાય! ખાસ કાળજી રાખવા છતાં ઠંડીના જોરે હું પણ ચાર દિવસ તાવે પટકાઈ પડયો. બીજી તરફ અમારો સંઘરેલો ખોરાક પણ સફાચટ થઈ ગયો હતો; એટલે શિકાર કરી લાવ્યા વિના ખોરાક મેળવવાનો બીજો રસ્તોજ ન હતો. હવે હું તે શું કરૂં? આટલાં બધાં માણસોનું ખાવાનું કયાંથી લાવું?—

એક દિવસ હું જિરાફના ટોળામાંથી ત્રણેકનો શિકાર કરી લાવ્યો; હવે જિરાફનો શિકાર કરવાનું કામ કપરૂં છે એ તો મેં પહેલેથીજ કહી નાખ્યું છે—પણ આ વખતે તો નક્કી કરી નાખ્યું કે બસ, એ શિકાર કરવા કદિ જવું નહિ. મારો ઘોડો પૂરપાટ દોડતાં મને લઇને અચાનક ભોંય પર ગબડી પડયો, ને મને ને ઘોડાને બંનેને સખત વાગ્યું.

એક દિવસ રાત્રે મારા હોટેન્ટોટ નોકરો નાસી ગયા. કેમ નાસી ગયા તે તો રામ જાણે! કદાચ ખાઉધરા, ભૂખાળવા હોટેન્ટોટો તંબૂમાં ખાવાનું ખૂટયાને કારણે પણ નાસી ગયા હોય!

બાકી વરસાદને લીધે આ વખતે ખેતીની મોસમ બહુ સરસ આવશે એવી આશાથી અહીંના સીદીઓ તો ખૂબ હર્ષમાં આવી ગયા હતા.

અમારા સંઘમાં એક અનાથ સીદી સ્ત્રી જોડાઇ હતી. તેનું ઘર મોસલિકાતસી મુલકમાં હતું. પણ બિચારી ભૂખના દુઃખે રસ્તે રખડતી હતી. અમારી ટોળીને જોતાં જ તે પાસે આવી અને ખાવાનું મળતાં રાહત પામી. પછી તો તે અમારાં વાસણકુસણ માંજતી, પાણી લાવી ગરમ કરી આપતી, પથારીઓ પાથરી આપતી, અને બીજી અનેક રીતે તે અમારા કામમાં મદદ કરતી. "તારે કયાં જવું છે?" એમ પૂછતાં તે કહેતી કે મારૂં દુનિયાભરમાં કોઇ નથી, એટલે તમે જ્યાં જશો ત્યાં હું પણ તમારી સાથે સાથે આવીશ.

સીદીઓને શું ખવાય ને શું ન ખવાય એ સંબંધી કાંઈ ચટ નથી. પશુ, પક્ષી, કીડા, જંતુ એ બધું એમને બહુ ભાવે. હાથી, ગેંડા વગેરે બીજાં જાનવરની તો વાત જ કરવાની નહિ. ઘણી વાર પક્ષીઓને જીવતાં ને જીવતાં દેવતામાં નાંખી

સહેજ ભુંજીને ખાઇ જાય. તેમ છતાં કોઇ સીદીએ પેટમાં ચૂંક થયાની ય ફરીઆદ કરી હોય એવું મારા જાણવામાં નથી !

દસબારેક દિવસ અહીં રહ્યા. દિવસે અસહ્ય તાપ પડતો એટલે અમે રાતના રાજા બનીએ. રાતે જ પ્રવાસ કરીએ. બોઅરો કદિ પોતાની ખેતીવાડી કે ઘરબાર છોડીને હાથીનો શિકાર કરવા અગર બીજો કાંઇ વેપાર રોજગાર કરવા જતા નહિ; પરંતુ કોઈ જો કમાઇ ગયો—લાભી ગયો તો તેની અદેખાઇ પણ એ-ઓને ભારે આવે. હું દરેક વખતે મોટા પ્રમાણમાં હાથીદાંત ભેગા કરી લાભ મેળવી શકયો હતો. ને આવા કષ્ટે મેળવેલા પૈસામાંની એકેક પાઇ મને કેટલી મોંઘી લાગે તે સહેજે સમજી શકાય એમ છે.

ત્રણ દિવસ પછી અમે એક સીદી ગામે જઇ પહોંચ્યા. અહીંના જર્મન મિશનરીઓએ અમારી સાથે બહુ સલૂકાઇ બતાવી.

અહીં તો રોટી, બટાટા અને દેશીપરદેશી જાતજાતની શાક તરકારી ખાઇને અમને ખૂબ તૃપ્તિ થઈ.

ગઇ કાલે રાત્રે એક તરસ અમારા તંબૂમાં ઘૂસી જઇને એક હૃષ્ટપુષ્ટ બકરૂં ઉપાડી ગયું. બકરાના બરાડાથી સીદીઓ બધા 'બર બર બર' એટલે 'પકડો, પકડો' કરી ધાંધલ મચાવી મૂકતાં તેની પાછળ દોડયા, પણ તે તો તરત શિકાર ઉપાડી તત્કાળ કયાંનું કયાં સટકી ગયું !

એક તો અંધારી રાત, તેમાં એક બાજુ વિશાળ મેદાન, બીજી બાજુ ઘોર જંગલ—આથી તરસની પૂંઠે પડવામાં મૂર્ખાઈ કરવા જેવું જ થાય. પણ મને અજાયબી તો એ લાગી કે બે અઢી મણ વજનના બકરાને એ તરસ મોંમાં ઉપાડીને લઇ શી રીતે ગયું હશે ?

અહીંથી અમે ડાલ નદીને કિનારે જઇ પહોંચ્યા. ત્યાં એ જર્મન સોદાગરો સાથે મેં ભેગા કરી આણેલા હાથીદાંત વગેરે વસ્તુઓ વેચવાનો સોદો કરી નાંખ્યો. ધારવા પ્રમાણેનો નફો તો ન જ મળ્યો! કેમકે લડાઇ ફાટી નીકળશે એવી વાતો ચોમેર ચાલી રહી હતી; એટલે હાથીદાંતના ભાવ ગગડી ગયા હતા. તોય એકંદરે જોવા જઇએ તો મને લાભ થયો હતો–ધાર્યા જોગો નહિ, એટલું જ કહેવું પડે!

વરસાદને લીધે ડાલ નદીમાં પૂર આવતાં તે છલ્લોછલ ભરાઇ ગઈ હતી; તેમાં પાછો વરસાદ પડવો શરૂ થઇ ગયો હતો, એવામાં કોઇએ કહ્યું કે આ બાજુની બધી નદીઓ વરસાદનાં પૂરમાં ભયંકર રૂપ ધારણ કરે છે; અને આફ્રિકાની મુસાફરીમાં નદીઓ ઘણી વાર મુસાફરોને આફતમાં લાવી મૂકે છે. ને, ખરેખર, હું ય નદી વટાવતાં કેટલીયે વાર મરતો મરતો બચ્યો છું ! એટલે ડાલ નદીને કાંઠે અમે સાત દિવસ રહ્યા, પણ એથી વધારે પડી રહેવું પાલવે એમ ન હતું. તેથી, પાણી ઓછું હોય અને સહેજમાં નદી પાર ઊતરી જવાય એવી કોઇક જગ્યાએ જવા ધાર્યું. આ પ્રમાણે એક જગ્યા નક્કી કરી અમે ઘોડા વગેરેને પાર ઉતાર્યાં. પ્રવાહનો વેગ અતિશય હોવા છતાં ઘોડા તો તરીને પાર ઊતરી ગયા, પણ ગાડીને લીધે અમે પાછા આફતમાં આવી પડયા. ગાડીમાં બેસી અમે જેવા નદી ઊતરવા જઇએ છીએ ત્યાં તો મધ્ય જળમાં કંઈ ખાડાખૈયા હશે તેથી ગાડી ઊથલી પડી. જીવ બચાવવા અમે અંદરથી તુર્ત જ કૂદી પડયા. ને મહાકષ્ટે તરીને પેલે પાર ગયા. મારું આવું કારમું સાહસ જોઇ સીદીઓ કહેવા લાગ્યાઃ "તમે તો ગાંડા થઇ ગયા છો." પણ આવા સંજોગોમાં બેસી રહેવું પાલવે તેમ નહોતું. એટલે જિંદગી જોખમમાં નાખીને પણ નદી પાર ગયા.

નદીને કિનારે જ સીદીઓનું એક ગામ હતું. મારા બધા ઘોડા ત્યાં સહીસલામત જઇ પહોંચ્યા હતા. પછી ધીમે ધીમે ગાય, બળદ અને છેવટે ગાડી પણ આવી પહોંચતાં મને નિરાંત વળી.

આ ગામની પછવાડે એક મોટો પહાડ છે. તેનું નામ વ્હીટ-બર્ગન. પહાડની થોડેક ઉપર એક વિશાળ મેદાન હતું. તેમાં અમે પડાવ નાખ્યો; અને આ ચોમાસું આ સ્થાન છોડી બીજે ક્યાંય ન જવાનો દૃઢ સંકલ્પ કરી નાખ્યો.



## પ્રકરણ ૧૦મું.

### જિબ્રાનો શિકાર : આફતનો મામલો

હું અત્યારે નાતાલથી લગભગ પાંચસો માઇલ દૂર આવી પડયો હતો. અહીં અસંખ્ય જિબ્રાઓ જોવામાં આવ્યા.

એક દહાડો ચાંદરણી રાત્રે, દૂર મેદાનમાં એક જિબ્રાનું ટોળું જોવામાં આવતાં હું તેનો શિકાર કરવા ઘોડે બેસી નીકળી પડયો. આ પ્રાણીઓ ખૂબ ઝડપથી દોડી શકે છે. હું તેમનાથી પચીસેક વાર દૂર હોઇશ, એવામાં મારો ઘોડો મને સાથે લઇને જ (શિકાર માટે ખોદેલા) એક ખાડામાં પડી ગયો. તે સાથે જ હું પણ ઘોડાની પીઠ પરથી નીચે ગબડી પડયો. હાથમાંની બંદૂક પાંચ સાત ફૂટ દૂર ઊછળી પડી. મારે શરીરે ઠેકાણે ઠેકાણે છોલાયું. અચાનક પડી ગયા પછી થોડી વાર તો એમ ને એમ હું બેશુદ્ધ જેવો પડી રહ્યો. હાલવાચાલવા જેટલા પણ હોંસ-કોસ નહોતા. મને વિચાર થયો કે હવે થોડા દહાડા મારાથી

શિકાર પણ કરી નહિ શકાય. મારી સાથેનાં માણસોએ દૂરથી હું પડયો હતો તે જોયું હતું. તેઓએ વહેલા વહેલા આવી પહોંચી પાણી વડે મારા જખમ ધોઈ નાખ્યા. કાંઈક સ્વસ્થ થતાં હું તંબૂએ પાછો ફર્યો. પણ મારા સોબતીઓને જિરાફનો શિકાર કરી લાવવા તો જણાવ્યું જ. મને તો બરાબર સાજો થતાં ચાર દિવસ લાગ્યા. અજબ વાત એ બની કે મારા સાથીદારોથી એક પણ જિરાફનો શિકાર ન થઈ શકયો !

એક દિવસ એક સીદીએ કહ્યું કે, અહીંથી ચાર પાંચ માઈલ દૂર મારોશાઈ નામે એક એકાંત સ્થળ છે; તે એક પહાડની તળેટીમાં આવેલું છે; ત્યાં પાણીની ખોટ નથી, કારણ કે પહાડમાંથી એક ઝરણું નીચે ઊતરી બાકાલહારી નદી સાથે મળી જાય છે; આપણે ત્યાં પડાવ નાખીએ તો શિકાર પણ પુષ્કળ મળશે. તેના કહેવા મુજબ અમે તે જ દિવસે મુકામ ઉપાડી ત્યાં પહોંચી ગયા.

પણ તે રાતનો પ્રસંગ જિંદગીમાં કદિ નહિ ભૂલાય ! અહીં આવ્યા પછી સાંજને પહોરે તંબૂની બહાર બેસી અમે વાતોના તડાકા મારતા હતા, એવામાં મેઘગર્જના જેવી સિંહની ભયંકર ત્રાડ–ત્રાડ પર ત્રાડ–સાંભળી અમે ચમકી ઊઠયા. પર્વત પણ જંગલઝાડીથી ભરપૂર હતો.

આફ્રિકાનાં ઘોર જંગલોમાં જેમ મોટાં મોટાં ગગનચુંબી ઝાડો છે, તેમજ વિશાળ વૃક્ષો, ડાળોની ડાળો, તેમાંથી ફૂટી નીકળતી શાખાઓ, તેવાંજ પાંદડાં એટલાં ખીચોખીચ હોય છે, કે કવિઓ કહી શકે કે તેમાં ચાંદાસૂરજનું કિરણ પણ જતું નહતું. પર્વત પણ અમારા મુકામથી લગભગ એક માઈલ સુધી લાંબો ને લાંબો એવો ઊભો રહેલો કે કોની મકદૂર છે–કે તેના પર ચડી શકે ? નદીને પેલે પાર ગાઉના ગાઉ સુધી અપાર મેદાન હતું !

વરસાદને લીધે તેની શોભા પણ બહુ સુંદર લાગતી હતી. લીલું લીલું ઘાસ, અને જંગલ, તેમજ વનવેલીઓથી ભરપૂર ઝાડી જોઇને વિચાર આવતો કે જાણે કોઈક લીલા રંગનો સરસ ગાલીચો બીછાવી દીધો હોય ! એથી પણ આઘે,—ઘણે આઘે, ભૂરા પહાડનાં ભૂખરાં શિખરો વાદળને જઈ અડેલાં હતાં !

આ પ્રદેશમાં ખેતીવાડીનું નામનિશાન દેખાતું ન હતું; પણ પ્રાણીઓ પુષ્કળ. ગેંડા, હાથી, જંગલી પાડા, સિંહ, ચિત્તા, તરસ અને પાયથૉન અજગર પાર વિનાના; પણ શિકાર કરવાનું બહુ જોખમ ભરેલું !

સાંજને પહોરે ઉપર જણાવ્યા મુજબ સિંહની વિકરાળ ગર્જના સંભળાતાં અમારા લોકોમાં "સંભાળજો, ખબરદાર" એવો હાકોટો પડી ગયો. ઢોરઢાંખર, વાછરડાં વગેરે પ્રાણીઓને એક બાજુએ કરી તેમની આજુબાજુ તાપણાં સળગાવી દીધાં. તે રાત્રે બધા ખૂબ સાવધ રહ્યા. ખરે ! આવી ભયંકર રાત જિંદગીમાં કદિ નહોતી દીઠી ! એક તો અંધારી રાત, તેમાં આકાશ વાદળાંથી ઘેરાયલું, ન દેખાય ચંદ્રમા, કે ન દેખાય તારા–અને વળી પહાડ પર ઘોર જંગલની કાળી છાયા પણ ભયંકરતામાં ઓર વધારો કરતી હતી. રાત વીતવા માંડી તેમ તેમ આછા અજવાળામાં નદીને પેલે પાર સિંહ, હાથી, ગેંડા, ચિત્તા, દીપડા વગેરે અનેક પ્રાણીઓની ભયંકર ગર્જનાઓ સંભળાવા લાગી. કરી પણ શું શકાય? જાણે આખા જંગલનાં જાનવરોની સભા જ એકઠી ન થઇ હોય ! આવી દશામાં શિકાર કરવાની ઇચ્છા રાખવી એ ધૂમાડા સાથે બાચકા ભરવા જેવું હતું ! તાપણાં જોઇને જ જાનવરોએ અમારા પર હલ્લો નહિ કર્યો હોય એમ લાગ્યું.

બીજે દિવસે સવારમાં જ આ સ્થળેથી અમે મુકામ ઉપાડયો.

આ દેશનું નામ બાકાલાહારીનું રાજ્ય કહેવાય છે. નદીને કાંઠે કાંઠે થોડેક દૂર જઈ અમે તો ભૂલા પડયા. મથોડાપૂર ઊંચું ઘાસ, તેમાં થઇને ગાડી ચલાવવી, માણસોને ચાલવાનું ને વળી ઘોડા, ગાય વિગેરે ઢોરને હાંકી જવાનું કોઇ રીતે બને એમ ન હતું! એમ થયું કે બીજી કોઇ બાજુએથી રસ્તો હોવોજ જોઇએ, પણ તેનો પત્તો કોણ આપે? દૈવયોગે કાબાલ્લા જાતનો એક આદમી મળી ગયો. તે નજીકના ગામનો મુખી હતો. થોડુંક નાણું આપવાની લાલચ બતાવી અમે તેને ભોમીઆ રૂપે સાથે લઈ લીધો. તેની સાથે નક્કી થયું કે જાંબેસી નદી તરફ જવાનો રસ્તો બતાવીને તે છૂટો થાય. ઉંમરે ઘરડો હોવા છતાં આ માણસ ઘણો સશકત હતો; સ્વભાવે પણ સારો લાગ્યો. તે અમારી સાથે લગભગ સાતેક માઇલ સુધી ચાલ્યો અને જાંબેસી તરફનો રસ્તો બતાવી વિદાય થઇ ગયો. તેના નિર્લોભી સ્વભાવથી ખુશી થઇ મેં તેને સારૂં મહેનતાણું આપ્યું. આ રસ્તો વટાવતાં વટાવતાં અમે કુદોસ જાતનાં ત્રણ હરણનો શિકાર કર્યો.

ભૂલાં પડેલાઓને ખરો રસ્તો સાંપડતાં જે આનંદ થાય છે તે તો તેવો અનુભવ થાય ત્યારે જ સમજી શકાય! તે વખતે અમારૂં લક્ષ માત્ર જાંબેસી નદીનાં ધોધદર્શન કરવાનું જ હતું. દક્ષિણ આફ્રિકામાં આવ્યા ત્યારથી ઘણા લોકોને મોઢે જાંબેસી નદીના ધોધની વાત સાંભળી હતી, એટલે તે જોવાને મન તલપાપડ થઈ રહ્યું હતું. મનમાં એમ થતું કે આટલે દૂર આવ્યા, ને તે જોયા વિણ જઇએ? આથી હવે અમે તે દિશામાં બહુ ઉત્સાહભેર ચાલતા હતા. વળી આ તરફ જવામાં ઉત્સાહ થવાનું બીજું એક કારણ એ હતું કે ડૉ. લિવિંગ્સ્ટન હજુ આટલાતેટલામાં જ રહે છે એવી ખબર મળી હતી.

મને લાગ્યું કે આ વખતે અમે સારે શુકને નીકળ્યા હતા. કેમકે રસ્તે ચાલતાં ચાલતાં બે ઓરિક્ષ ( Oryx ) અને સાબરની ( Antelope ) જાતનાં હરણાંનો અમે શિકાર કર્યો. આ બહાદુરીનું માન મારા ઘોડાને ઘટે છે. કેમકે હરણના જેવાં ચપળતાથી દોડનારા જાનવરની પાછળ દોડવું એ કાંઇ રમત વાત છે? એટલે મારો ઘોડો લગભગ તેમની સાથે બરાબર ટક્કર ઝીલી દોડયો, તેથી જ શિકાર કરવાનું બની શકયું !

આ પ્રમાણે શિકાર કરતો કરતો હું આગળ ધપતો હતો. સીદીઓ ગાડીની સાથે સાથે આવતા હતા. પણ અત્યારે અમે જે રસ્તે ચાલતા હતા તે બહુ વિકટ રસ્તો હતો. ઊંડી રેતીમાં થઇને ગાડી ઝટ આગળ વધી શકતી ન હતી. સાથેનાં માણસોની દશા પણ બહુ દયાજનક હતી. આ પ્રમાણે ઘણા કષ્ટે અમે બાઇસૂયા નામે એક સીદી ગામડાણે જઈ પહોંચ્યા.

અહીં પણ હાથીનો શિકાર મળી ગયો. એક ઝૂંડમાં પાંચ હાથીઓ ચરતા હતા. તેમાં એક ઘણા મોટા દંતૂશળવાળા હાથીને જોતાં જ મેં તેના તરફ તાકીને ઘોડો ધસાવ્યો. મનમાં ગાંઠ બાંધી કે કોઈ પણ પ્રકારે એ હાથીનો શિકાર કર્યા વિના આજે પાછું ફરવું નથી !

નીડરપણે હાથીની તદન લગભગ પહોંચી જઈ મેં ગોળી છોડી. અને ગોળી વાગતાંજ હાથીભાઇ ભયંકર વેગથી મારા તરફ ધસી આવ્યા. હું તો વહેલો વહેલો ત્રણ 'મેપાની' ઝાડનું એક ઝૂમખું હતું તેને ઓથે સંતાઇને તેની હીલચાલ નિહાળવા લાગ્યો. ને જ્યારે જ્યારે એ ઝાડની પાસે થઇને તે જાય ત્યારે ત્યારે હું નજીક જઇને એક પછી એક ગોળીઓ છોડું. આ પ્રમાણે દસ ગોળીઓ છોડયા બાદ હાથી ભોંય પર પડી ગયો, ને ફરીથી ઊઠવા ન પામ્યો. પણ લગભગ

ત્રણ ચાર કલાક અતિશય મહેનત વેઠી ત્યારેજ આ હાથીનો શિકાર મારાથી થઈ શકયો ! આથી મને કેટલો આનંદ થયો હશે તેનું તે શું વર્ણન કરૂં ? ખરેખર ! હાથીનો શિકાર કરવા જેવું મુશ્કેલ કામ બીજું એકકે નથી, ને તેથી તેમાં અત્યંત સાવધાનીભર્યાં સાહસ, અને નીડરતાની જરૂર છે !

અમે જે પ્રદેશમાં આવી પડયા હતા, તેને રેતાળ રણ કહીએ તો પણ ચાલે. ધોળી રેતીથી છવાયલા આ સૂકા, બોડા પ્રદેશમાં થઇને ચાલતાં ચાલતાં ગાડીનાં પૈડાંની દશા બહુ કફોડી થઈ પડી હતી ! મારા સીદી નોકરો પળેપળે દરેક વાતમાં કંટાળો લાવીને કહેતા હતા કેઃ "આપણે કયાં ને કયા દેશમાં ચાલીએ છીએ તે આપણે પોતેજ જાણુતા નથી—ને તમે અમને નાહક મોતના પંજામાં ઘસડી જાઓ છો!" મને લાગ્યું કે મારા સાથીદારો જાંબેસી તરફ કદિ આવેલાજ નહિ હોય! તેઓ મારા પેલા બુઢ્ઢા ભોમીઆ વિરૂદ્ધ જાત જાતની કડવી ટીકાઓ કર્યે જતા હતા; પણ આટલી આફતના પ્રસંગમાં યે હું બિલકુલ ગભરાયોઅકળાયો નહિ. ધીમે ધીમે નાના નાના અનેક પ્રદેશો વટાવી અમે આગળ વધવા લાગ્યા. કેટલાક પ્રદેશ તો નાના નાના પહાડોથી ઘેરાયલા હતા; ત્યારે કોઇ કોઇ ગીચ જંગલઝાડીથી ભરપૂર—ને કેટલાકમાં વળી અસંખ્ય ઝરણાં—આમ બેએક નદીઓ પાર ઊતરી પાછા અમે એક નવીન પ્રદેશમાં પ્રવેશ કર્યો.

હું માત્ર બે સીદી નોકરોને લઇ રસ્તો બતાવતો આગળ આગળ ચાલતો હતો. મારા સાથીદારો ઘોડે બેસી મારી પાછળ પાછળ આવતા હતા. ને મારી ગાડી, જાનવરો અને બીજાં માણસો પાછળ પાછળ ચાલ્યાં આવતા હતા.

નદીપાર ઊતરી અમે જે પ્રદેશમાં આવ્યા હતા તેને ડુંગરાળ પ્રદેશ કહીએ તો કાંઇ ખોટું નહિ ! પથરાળ રસ્તો, ને મોટી મોટી

શિલાઓવાળા પહાડ,–તેમાંય કોઇ નાના, કોઇ મોટા તો વળી કોઇ ઘણા જ ઊંચા ! જાણે પહાડોનો મોટો દરિયો પથરાયલો. આ પ્રદેશમાં નદીઓ પણ શુમાર વિનાની. એટલે ગાડી ચાલવા જેવો રસ્તો બિલકુલ ન હતો. સેટસી માખીનો ઉપદ્રવ પણ પુષ્કળ હતો. દિવસને વખતે સૂર્યનો પ્રખર તાપ રહેતો, પણ રાત્રે અને મળસ્કે તો ભયંકર ઠંડી. રાત્રે તો એટલી કડકડતી ઠંડી પડે કે શરીરનું લોહી પણ ઠરી જઇ હૃદય બંધ પડવા જેવો જોગ ભાસે ! આ સ્થાન બહુ ભયંકર અને રોગીષ્ટ હવાવાળું હતું. આપણી આ પૃથ્વી કેવી વિચિત્ર છે ? કયા દેશમાં કેવાં હવાપાણી ને કેવી સ્થિતિ હશે તે ખુદા જ જાણે ?

આ બાજુ ક્યાંય માણસજાતની વસ્તી જોવામાં જ ન આવી. જ્યાં જોઇએ ત્યાં સિંહ અને હાથી !

બીજે દિવસે નદીનાળાં અને પહાડપર્વત ઓળંગી અમે એક નવા પ્રદેશમાં આવી લાગ્યા. આ દેશનું નામ બાતોકા છે. અહીંના રહેવાસીઓ પણ બાતોકા નામે જ ઓળખાય છે. એ લોકો ભારે લડાક–લડાઇપ્રેમી છે. સ્વરૂપે અને સ્વભાવે બંને રીતે ભયંકર. એ લોકો પોતાના મોંમાંના આગલા ત્રણચાર દાંત પથરાથી ટીચીને પાડી નંખાવે છે. આથી તેમનાં મોં કેવાં કદ-રૂપાં અને વિકરાળ લાગે તેનો સહેજે ખ્યાલ આવી શકશે. પણ એ જ આ લોકોની શોભા ટાપટીપ કરવાની પદ્ધતિ મનાય છે. એ સંબંધી તપાસ કરતાં મારા જાણવામાં આવ્યું કે એ લોકો આખલાને પવિત્ર દેવ તરીકે માને છે, અને આખલાના મોંમાં ઉપલી હારના આગલા દાંત હોતા નથી, એટલે પોતાના દેવને જે દાંત ન હોય તે પોતે પણ ન રાખવા જોઇએ, એવી માન્યતાથી તેઓ પોતાના મોંમાંની ઉપલી હારના આગલા દાંત પડાવી નાંખે છે. બાતોકા લોકોની ગાયો ભારે સરસ અને કીંમતી

હોય છે. આ બાતોકા લોકોમાંથી ઘણાકે આખે શરીરે જિબ્રાની માફક કાળા કાળા ચટાપટા જેવા છુંદણાં છુંદાવ્યાં હોય છે, અને આવા જિબ્રા જેવા ચટાપટા શરીર પર કરવાનું એમને ખૂબ ગમે છે. બાતોકા લોકોના કહેવા પરથી મારા જાણવામાં આવ્યું કે ચોબી નદીને કાંઠે કોઈ ગોરા સાહેબને તેમણે દીઠો હતો. આ ખબરથી મને ઘણો આનંદ થયો. કાંઇક પૈસા આપવાનું કબૂલ કરી મેં કેટલાક બાતોકાને મારી સાથે આવવા સમજાવ્યા; એટલે કેટલીક આનાકાની પછી ત્રણ બાતોકા મારા ભોમીઆ તરીકે આવા તૈયાર થયા; અને એ જ રસ્તે અમારી ગાડી અને બીજો સરસામાન લઇને આવવાનું કામ બીજા કેટલાક જણને મેં સોંપ્યું. આ લોકો એકંદરે નબળા માણસ ન હતા. ત્રણ સીદીઓને લઈ બાતોકાઓની સાથે સાથે હું ઊપડયો. સાથે ગોળી, દારૂ, અને દરેક જણે એકેક બંદૂક તેમજ બીજો સરસામાન—અને ચાર ધાબળા રાખી લીધાં હતાં.

આ પ્રમાણે ચોબી નદી તરફ અમે રવાના થયા. દિવસ અને રાત એક સરખું ચાલ્યા જ કરતા હતા. દિવસે બહુ થોડો વખત આરામ લઇ પાછા રાતના ચાલવા માંડતા. અજવાળિયું હતું એટલે રાત્રે પણ ચાલતાં ફાવતું હતું. આખો દિવસ ઘોડે બેસીને જ મુસાફરી કરતા. આમ લગભગ અઢી દિવસ ચાલ્યા પછી એવી જગ્યાએ આવી પહોંચ્યા જ્યાંથી આગળ રસ્તા જેવું કાંઇ મળે જ નહિ. માત્ર મોટી મોટી શિલાઓના ઢગ ! અને ગીચ ઝાડી જંગલ. આવા વનવગડાવાળા રેતાળ પ્રદેશમાં, જ્યાં જીરાફ પણ ચાલી ન શકે એવે વિકટ રસ્તે, લગભગ ત્રણેક માઇલ ચાલી નાખી એક મોટી નદીને કિનારે પહોંચી ગયા. ત્યાં આગળ કોઇનો પડાવ નાખેલો દીઠો. તંબૂની બહાર, એક ઝાડની છાયામાં, એક મોટી પ્રચંડ શિલાપર બેસી એક અંગ્રેજ ચુંગી પીતો

હતો. મને જોતાંજ તે હર્ષથી દોડી આવ્યો! અમે એકમેકને ઓળખ્યા. એ અંગ્રેજનું નામ ડૉ. હોલ્ડન ( Holden ) હતું. નાતાલમાં અમે કેટલાક દિવસ ભેગા રહ્યા હતા. આથી અહીં અમારો આકસ્મિક મેળાપ થતાં અમને બંનેને કેટલો આનંદ ઉપજ્યો હશે તે વર્ણવવું મુશ્કેલ છે.

દૂર મેઘગર્જના જેવો અવાજ સાંભળી મેં તેમને કુતૂહલથી પૂછ્યું: "આ શાનો અવાજ આવે છે?"

ડૉ. હોલ્ડને હસી દીધું: "કેમ, તમે જાંબેસી નદીના ધોધની વાત સાંભળી નથી?"

મેં આનંદે ચીસાડો પાડી કહ્યું: "હું તે જોવા માટેજ આ બાજુ આવ્યો છું!" તે જ વખતે અમે નક્કી કરી નાખ્યું કે મારી ગાડી અને સાથેનાં માણસો આવી પહોંચે એટલે ત્રણ ચાર દિવસ આરામ લઇ બે જણ ધોધ જોવા જઇશું. પરંતુ કાંઇક કારણને લીધે ડૉ. હોલ્ડનથી તો ન અવાયું, એટલે હું એકલો જ ધોધ જોવા ઊપડી ગયો.



## પ્રકરણ : ૧૧ મું

### ઝાંબેસી નદીનો જળધોધ : ડૉ. લિવિંગ્સ્ટન

આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબ હું એકલો જ ઝાંબેસી નદીનો જળધોધ જોવાને બહાર નીકળી પડયો. પણ રસ્તાનો સાવ અજાણ્યો. એટલે માત્ર જળધોધનો ભીષણ અવાજ જે દિશામાંથી આવતો સંભળાતો હતો તે જ દિશા ભણી ચાલવા માંડયું. નદી ઘણી વિશાળ હતી, ને વચમાં ઘણે ઠેકાણે પથરાળ ખડકો ટાપુ જેવા લાગતા હતા. તેના પર ઝાડીઝાંખરાં પણ ખરાં. નદીનું વહેણ પણ જબરદસ્ત. કાંઠે કાંઠે હરિયાળી લીલોતરી દેખાય. મેં તો રાતદિવસ એક સરખું ચાલ્યા જ કર્યું. રસ્તે જરાતરા વિસામો ખાતો. સુદ તેરસની રાત્રે હું ઉપડેલો. ચાંદનીના અપૂર્વ તેજથી વન, પર્વત, નદી એ સૌ જાણે હસી રહ્યાં હતાં. આ રસ્તાની શોભા અનુપમ હતી. વનદેવતાનાં પક્ષીઓના સંગીતભર્યા કિલકિલાટ સાંભળી હું મુગ્ધ બનતો, તો સાથે સાથે જંગલી પ્રાણીઓને આમતેમ ફરતાં

નિરખી અને સૂકાં પાદડાંના ખખડાટે અવાજે જરાજરા ચમકી પણ ઊઠતો.

જેમ જેમ હું આગળ જતો હતો તેમ તેમ મેઘગર્જના જેવો જળધોધનો અવાજ વધારે ને વધારે નજીક આવતો જતો હતો. જળધોધની નજીકમાં જાંબેસી નદી લગભગ બે માઈલ પહોળી હશે. તેના પટ પર અસંખ્ય ટાપુઓ છે. કોઈ કોઈ દસ માઈલના ઘેરાવાવાળા સુદ્ધાં હતા. ટાપુઓની ચોમેર વૃક્ષોની હારમાળા વીંટળાયલી દેખાતી. કેટલીય જાતનાં ઝાડ, કેટલીય જાતના વેલા અને કેટલીય જાતનાં પાંદડાં—એ બધી જાતોને હું ઓળખું પણ નહિ. તાડનાં વન, જંગલી ખજૂરાંના જૂથ, તથા મોયાના વૃક્ષની હારની હારો જળરૂપી દર્પણમાં જાણે પોતાનું સૌન્દર્ય નિરખી રહ્યાં હતાં.

કોઈ કોઈ ઝાડના થડના નીચલા ભાગનો ઘેરાવો ચાળીસ પચાસ હાથથી ઓછો નહિ હોય. આ નદીનો સ્વચ્છ જળ પ્રવાહ અને આવાં લીલાંછમ ઝાડ પાનથી સુશોભિત બંને કાંઠાનું સૌન્દર્ય આફ્રિકાની નદીઓમાં બીજે ખાસ ક્યાંય જોયાં નથી! જાંબેસી નદીની ઊંડાઈ બહુ ઓછી છે અને પટ પર નાની નાની અસંખ્ય પથરાળ ટેકરીઓ છે.

દસ માઈલ દૂરથી જળધોધનો અવાજ અમે સાંભળેલો, પણ હવે બે માઈલ દૂરથી તેની અપૂર્વ શોભા નજરે પડી. વિશાળ જળધોધ ભયંકર વેગથી પડતો હતો અને નીચે પડતાં, તથા ઊછળતાં પાણીનાં જળબિંદુઓ ઊડીને આકાશ ભણી જઈ, જાણે બરફ જેવાં ધોળાં વાદળ રચતાં હતાં. સૂર્યનાં કિરણો તેમના પર પડતાં તેથી જાણે સેંકડો મેઘધનુષ પ્રગટી રહેતાં.

જાંબેસી નદીની જળધારા એક ઊંચા પર્વતના પેટાળમાંથી પ્રચંડ શિલાખંડ પર પડતાં ઘુઘવાટ કરતી કરતી

જાણે પાતાળસમા કોઈ ઊંડા અંધાર ખાડામાં પડી અદૃશ્ય થતી લાગે છે. ધોધના ભયંકર વહેણમાં મોટા મોટા પત્થર અને શિલાઓ ખખળી ઊઠતાં કડડડભૂસ દઇ, ગબડ ગબડ કરતાં અતલતલમાં ગરક થઈ જાય છે. છતાં આટલું બધું જળ ક્યાં જાય છે તેનો પત્તોજ લાગતો નથી—માત્ર ધડધડાટ ઊછળીને પડતો જળરાશિ જોઇ શકાય છે. ધોધના પાછલા ભાગમાંથી જળધારા જ્યાંથી પડતી હતી તેવાજ એક ઊંચા પર્વતના શિખર પર ઊભો રહી હું ધોધની શોભા જોઈ રહ્યો હતો. આ વિશાળ જળરાશિ ધુધુધુ કરતો પડયેજ જતો હતો; તેને આરામની જરૂર ન હતી, વિરામ ન હતો, અટકાયત ન હતી. તેની ગતિ સતત ચાલ્યાજ કરતી હતી !

આ જળધોધથી સેંકડો વાર છેટેથી પણ તેની શોભાનું દર્શન કરીએ તો યે આપણું આખું શરીર વરસાદની માફક તેની ઉછળતી જળધારાથી છંટાઈ જાય. ધોધનાં જળરાશિ સમાંતર રીતે ઉપરથી નીચે પડે છે; લગભગ ત્રીસ બત્રીસ જુદી જુદી જળધારા એકમેકમાં ભળીને નીચે પડે છે. મને તો લાગ્યું કે લગભગ બે હજાર ફૂટ ઊંચેથી આ ધોધધારાઓ નીચે પડતી હશે !

ધોધની નજીક આવતાં જાંબેસી નદીનો પ્રવાહ વાંકોચૂકો થઈ ઘૂમરી ખાતો નીચાણમાં ચાલ્યો જાય છે. ધોધની નીચેના ભાગમાં નદી પર્વતવાળા પ્રદેશમાં થઇને વહેતાં આગળ વહી જાય છે. એને ગિરિનદી કહીએ તો પણ ખોટું નથી ! બધી વાંકીચુકી—ને વળી ચક્રાકારે ડુંગરી પ્રદેશમાં જઇ નીચે ઊતરી જાય છે. ધોધનું સૌન્દર્ય મુગ્ધ નજરે જોતાંજ વિસ્મયજ પામી જવાય છે; પરંતુ એ ધોધમાંથી એટલી બધી પાણીની ફણુગીઓ ઉડે છે કે જાણે ધૂમાડાના અગર વાદળાંના ગોટ-ગોટ ન ઊડતા હોય ! અને તેને લીધે મૂળ ધોધ તો દેખાતો જ નથી !

ધોધનો પટ ક્યાંક ૧૫૦૦ ફીટ, તો ક્યાંક તેથી પણ વધારે છે. હું એક દિવસ, બે દિવસ, નહિ, પણ લાગલાગટ સાત દિવસ ઉપર, નીચે અને પાછળથી ધોધની શોભા જોતો જ રહ્યો.

જલરાશિ સ્ફટિક જેવો સ્વચ્છ હતો, અને સૂર્યનાં કિરણ કે ચંદ્રની રૂપેરી ચાંદનીમાં એના સૌન્દર્યની તુલના કરી શકાય એમ નથી !

હું માકોલોલો લોકોની નાની હોડી ( Canoe )માં બેસી ધોધની ચારે બાજુ ફરી ફરીને જોતાં આનંદસાગરમાં ઝૂલતો હતો ! અહીંના લોકોએ આ ધોધનું નામ મોસિયા તુન્યા ( Mosioa Tunya ) આપેલું છે.

હું અહીં ભોમીઓ લીધા વિના કેવી રીતે આવ્યો—એ વાતથી આ ભાગના માકોલોલો લોકો અજબ થઇ ગયા હતા. તેમને મેં મારું દિશાદર્શક યંત્ર બતાવી જણાવ્યું કે આ વસ્તુએ જ મને રસ્તો બતાવી ભોમીઆની ગરજ સારી છે, અને તેના જ પ્રતાપે હું અહીં આવી શક્યો છું !

## ૯ મી ઑગસ્ટ (૧૮૬૦)

નદીના મધ્યભાગે આવેલા એક ટાપુ પર જે ઝાડ છે તેના પર આ ધોધના સંશોધક ડૉ. લિવિંગ્સ્ટને પોતાનું નામ કોતરેલું છે; આજે મેં પણ તે કોતરકામની નીચે મારું નામ કોતર્યું; ને એનાથી મને કાંઇક ગૌરવ પણ ઉપજ્યું ! કેમકે ડૉ. લિવિંગ્સ્ટન પછી બીજે નંબરે આ જળધોધ સુધી આવનારો ગોરો હું જ છું !

આજે ડૉ. લિવિંગ્સ્ટન અહીં આવવાના હતા એ જાણી તેમનાં દર્શન કરવાને હું રોકાયો. તેમની સાથે વાર્તાલાપ કરતાં ય મને ઘણો આનંદ થયો. તેમણે આ ધોધનું નામ વિક્ટોરિયા જળધોધ આપ્યું છે. તેમણે જણાવ્યું કે નાયગરાના ધોધ કરતાં આ વિક્ટોરિયા ધોધ ચારગણો મોટો છે. તેઓએ વાર્તાલાપ

કરતાં પોતાની હકીકત જણાવી કે: "હું આફ્રિકાના પશ્ચિમ કાંઠેથી પૂર્વ કાંઠા સુધી અનેક દેશોમાં ફર્યો છું; પણ માત્ર અહીંઆ જ, આ જળધોધ નજીક નદીની વચ્ચે આવેલા ટાપુના વૃક્ષ પર મેં મારૂં નામ કોતર્યું છે—બીજે કયાંય નહિ."

જળધોધની નજીક પહાડ પર અને જંગલઝાડીમાં બબુન જાતના વાનરો મોટી સંખ્યામાં વસે છે. તેમનું તોફાન પણ તોબા તોબા !

અહીંના સરદારનું નામ માસીપુતાના છે. તે જાતનો માકોલોલો છે. પણ આવા અસભ્ય અને જંગલી સ્વભાવનો આદમી મેં કદિ જોયો નથી ! તેને ખબર આપ્યા વિના હું કેમ ધોધ જોવા —આવ્યો તેટલા માટે તેણે મને ભારે ગુન્હેગાર ગણ્યો; તેણે દલીલ કરી કે: "તમે પગ લપસી પડતાં ધોધમાં પડી ગયા હોત તો ? વળી જાંબેસી નદીના જળમાં ઊતરી અવિચારી સાહસથી તમે શિકાર કરતા હતા, તે મગરમોંમાં સ્વાહા થઇ ગયા હોત તો અમારે કપાળે કેવી કાળી ટીલી ચોટત? હવે એની તમને શી શિક્ષા કરવી !" આ પ્રમાણે જાત જાતની દલીલો અને તર્કવિતર્કથી તેણે મને પાણીપોચો કરી નાખ્યો. આખરે ત્રણ શેર કોડીઆં આપી મેં તેની પાસેથી છૂટકારો મેળવ્યો. અહીં અમે પૂરેપૂરા તેને વશ પડયા હતા, એટલે તેનો આ અન્યાયભર્યો હુકમ ન માનતાં આગળ ચાલી નીકળીએ તો પણ ડગલે ને પગલે આફતમાં આવ્યા વિના ન રહેવાય !

ડૉ. લિવિંગ્સ્ટન અને તેમની ટોળીનાં માણસો સાથે આ સ્થળે સદ્ભાગ્યે મેળાપ થઇ જવાથી હું આ બાજુ સંબંધી પુષ્કળ અનુભવ અને માહિતી મેળવી શકયો. તેમના મોંએ તેમના સંશોધનની કહાણી સાંભળતાં જે આનંદ થયો તે ખરેખર અવર્ણનીય છે. તેઓ અત્રેથી સેશેક નામક સ્થળ તરફ ગયા.

**૧૨ મી ઑગસ્ટ:—**

આજે હું સહીસલામત મારી ગાડી અને માણુસો પાસે પહોંચી ગયો.

આ વખતે નાતાલ પાછા જઈ દેશમાં ચાલ્યા જવાનો વિચાર થતાં તે મુજબ તજવીજ કરવા માંડી; અને મારા સંઘરેલા હાથીદાંત વગેરે બીજી ચીજો વેચીસાટી પૈસા રોકડ કરી લેવાની પણ તજવીજ કરી.

**૯ મી સપ્ટેંબર:—**

આજ તામાસાકી નામના એક ગામે આવ્યો. હું ઘોડે બેસી હાથીની તપાસ કરતો હતો, પણ રસ્તામાં કંઇ તેનો પત્તો લાગ્યો નહિ. ફક્ત એક દિવસ એક જંગલી પાડાએ આવીને એવો તો ત્રાડો કર્યો કે પૂરતી ચાલાકીથી તેના પર ગોળી ન છોડી હોત તો મારા બારજ વાગી ગયા હતા.

એક વાર આગળ ચાલતાં ચાલતાં હું રસ્તે ભૂલો પડયો, તે ગાડી અને માણુસો સાથે પાછો સાત દહાડે ભેગો થવા પામ્યો; પણ આ રસ્તે ભૂલો પડયો તેમાં મારો વાંક ન હતો. હું તો સીધે રસ્તેજ ચાલ્યા કરતો હતો, પણ ગાડી અને માણુસો અવળે રસ્તે ચડી જતાં આ ભાંગરો વટાઈ ગયો! એ સાત દિવસ મીઠે આથેલું સૂકું માંસ દાંતે કરડી કરડીને ખાતાં મેં જેમતેમ પેટ ભર્યું હતું. મારો બાઉકિંગ નામે એક વિશ્વાસુ સીદી નોકર મને શોધવા નીકળ્યો હતો તેને પણ બિચારાને આ વિકટ રસ્તે લગભગ નાહક ચાળીસ માઇલ રખડપટ્ટી થઈ.

અહીં એક બાબત ખાસ જણાવવા જેવી છે. હું જ્યારે આ પ્રમાણે, એકલો, રસ્તે ભૂલો પડી મારા મનરૂપી દિશાસૂચક યંત્ર પરજ આધાર રાખી ચાલ્યો જતો હતો, ત્યારે એક દહાડો

નમતા પહોરે એક ઘોર જંગલમાં મેં પ્રવેશ કર્યો. તેમાં એક તળાવ હતું. તેની પાળે એક ઝાડની ઉપર હિંસક પ્રાણીઓથી બચવાને મેં આશ્રય લીધો. મોડી રાતે તે તળાવને કિનારે એક ગેંડો જોવામાં આવ્યો. તેને ગોળી મારૂં કે ન મારૂં એવો વિચાર કરતો હતો એવામાં અચાનક એક સિંહને પાણી પીતો જોયો. લાગ શોધી મેં બે ગોળીઓ છોડી–ને સિંહ એક છલંગ મારી મડદું થઇ ભોંય પર પડી ગયો. તે રાત્રે મેં ત્રણ પાડા, એક સફેદ ગેંડો અને આ સિંહનો શિકાર કર્યો. આમ કોઇ પણ માણસની મદદ વિના હું શિકાર કરી શકયો તેથી મને આનંદ સાથે કંઇક ગર્વ પણ થયો; પણ આ બધો શિકાર થઇ રહ્યા પછી મારી પાસે માત્ર પાંચજ ગોળીઓ સીલકમાં રહી હતી !

બીજે દિવસે સવારમાં વનવગડાનો પ્રવેશ વટાવી હું એક મેદાનમાં આવી પહોંચ્યો; ને અહીંજ મારી ગાડી અને માણસો મને મળી ગયાં. આ વખતે એક પ્યાલો ચહા પીવામાં કેટલો આનંદ આવેલો તે તો શું કહું ? અહીં મિ. પોલસન નામે એક શિકારી વેપારી સાથે મેળાપ થયો. રસ્તામાં અમારે બંનેને ઘણો વખત સંગાથ રહ્યો; પણ પછીથી મિ. પોલસન વેલવિશ પ્રદેશ તરફ રવાના થયા. ત્યાં પહોંચતાં તેમને લગભગ ચારેક માસ લાગશે !

અમે આગળ ચાલવા માંડયા. પાછા એના એ જ પાણીના રડાકૂટા. માસારાઓ કહે કે પાણી કયાં મળશે તેની અમને જ ખબર નથી; પણ મને અનુભવ થયો હતો કે ઘણી વાર તેમના કહેવા પર આધાર રાખીને બેસી રહેતાં ચાલે એમ નથી. તેથી એ ચાર સીદીઓને સાથે લઇ હું જાતે જ પાણીની શોધ કરવા નીકળી પડેલો; પેલાઓ તો અજબ જ થઇ ગયા.

પછી તે રસ્તે જ આગળ વધવાનું થતાં ગાડી ઘોડા માણસો સૌને અહીં લઇ આવવા હુકમ ફરમાવ્યો.

તેમણે નદીના એક કાંઠે એક કબર બતાવી કહ્યું કે આ કોઇ ગોરા સાહેબની કબર છે. તે કોણ હતા તે તો કોને માલૂમ ?

ક્યાંક, કોઇ દૂર દેશમાં, આફ્રિકાના આ ઉજ્જડ પ્રદેશમાં આવેલો કોઇ કમનસીબ આદમી અહીં સૂતો હશે !

મારૂં પણ આ પ્રકારે જ મોત થવાનું લખ્યું હશે તો કોને ખબર ?

અમે નાનતા નામે સ્થળે આવ્યા તે વખતે તો મારી મરણતોલ સ્થિતિ હતી. શરીર એટલું લોથપોથ થઇ ગયું હતું કે આગળ એક પગલું પણ ચાલી શકાય એમ ન હતું. પાછો ધોધમાર વરસાદ શરૂ થઇ ગયો. આમ શરીરની અસ્વસ્થતાને લીધે મારે અહીં ઘણા દિવસ રોકાવું પડ્યું—અલબત્ત, તેનું બીજું પણ એક કારણ હતું કે મારી એક ગાડીનો પત્તો લાગતો ન હતો; ને તેની શોધમાં મોકલેલા માણસોની હું રાહ જોઇ રહ્યો હતો.

મારો આ વખત તો બહુ અશાંતિમાં પસાર થયો. કાંઇ કામકાજ મળે નહિ ! ડાયરી લખું, ને તે થઇ રહેતાં આમતેમ આંટા માર્યા કરૂં. દિવસનો વખત તો આમ પસાર થતો, પણ રાત કેમે કરી ખૂટે નહિ ! સમીસાંજ થતાંજ મચ્છર વગેરે જીવજંતુઓના ત્રાસથી ઊંઘ બીલકુલ ન આવે. શરીરે ધાબળો કે ચાદર પણ ઓઢાય નહિ—એટલે બંને હાથ વડે મચ્છર મગતરાં ઉરાડી જેમ જેમ રાત કાઢવી પડતી—ને હંમેશાં એમ થયા કરે કે ક્યારે સવાર પડે ?

આમ ત્રણ અઠવાડીઆં નીકળી ગયાં, પણ ગાડીનો કંઈ પત્તો ન લાગ્યો. મહામહેનતે મેં આ વખતે પુષ્કળ પ્રમાણમાં હાથીદાંત, હાડકાં વગેરે તો ભેગું કરી લીધું હતું; અને એ બધો માલસામાન ભરેલી એક ગાડી ગુમ થાય તો કેટલું બધું નુકસાન લાગે ?

અમે જે નદીને કાંઠે રહેતા હતા તેનું નામ જોંગા હતું. અહીં કોઇ કોઇ વાર મેં ગેંડા, પાડા અને કાળીઆર હરણનો શિકાર કર્યો હતો, પણ એક દિવસ એક શહામૃગને જીવતું પકડવાનો પ્રયત્ન કરવામાં તો હું નાસીપાસજ થયો !

જોંગા નદી ઘણે ઠેકાણે સૂકી છે. તેના મધ્ય ભાગમાં કોઇ કોઇ જગ્યાએ પાણી હતું તે ઘણું સ્વચ્છ અને પીવા લાયક, મીઠું હતું. કોઇ કોઇ ઠેકાણે કિનારાને અડોઅડ થોડું થોડું પાણી જણાતું.

એક દિવસ નદીના મધ્યમાં, રેતાળ જમીન પર, કાળીઆર હરણની શોધમાં ફરતો હતો, એવામાં અચાનક થોડેક દૂર, કિનારે, એક શહામૃગને પાણી પીતું જોયું. અહાહા ! કેવું મનોહર, સુંદર પ્રાણી ! એક જાળ તૈયાર કરી તેને પકડવા માટે હું તલપાપડ થઈ ગયો; અને પૂર વેગથી તે બાજુ ઘોડો મારી મૂક્યો, પણ શહામૃગ જેવું ઝડપથી દોડતું પ્રાણી ભાગ્યેજ જોવામાં આવે છે. ઘોડાના દાબડાનો અવાજ સાંભળી તે એટલા તો વેગથી દોડવા લાગ્યું કે મારાથી તેને ન જ પકડાયું. એ પક્ષી પકડવાનું કામ કાંઇ જેવું તેવું નથી; પણ એને ગોળીથી મારી નાખવાની વૃત્તિ મને ન થઇ.

એક દિવસ અહીંના સરદારે આવી ખબર આપી કે: "મારા મુકામ આગળ જંગલની અંદર એક ભયંકર સિંહ બોડ કરીને રહ્યો છે. તમે એ સિંહનો શિકાર કરો તો હું કદિ તમારો ઉપકાર નહિ ભૂલું." તેની વિનંતિ માન્ય કરવા માટે હું તેની સાથે ચાલી નીકળ્યો. પણ સરદાર તો જ્યાં આગળ સિંહ છાનો માનો સૂઈ રહ્યો હતો તે જગ્યા બતાવી ચાલ્યો ગયો. મેં ત્રીસ પાંત્રીસેક વાર છેટેથી સિંહને જોયો. આ માણસખાઉ વનરાજનું સ્વરૂપ બહુ બીહામણું હતું. મોટી જબરદસ્ત કેશ-

વાળી, ને આંખો અગ્નિ જેવી ચળકતી! આજુબાજુનો કાંઇ પણ વિચાર ન કરતાં હું સિંહની નજીક જઇ પહોંચ્યો ને ક્ષણવારમાં ઓથે રહી મેં ત્રણ ગોળીઓ છોડી. મારૂં નસીબ પાધરૂં કે સિંહમામા આ અણધાર્યા હુમલાને માટે તૈયાર નહોતા! મારા પર તરાપ મારવાનો તેને લાગજ ન મળ્યો!

એ ગોળી ખાતાંજ તેનો પ્રાણ નીકળી ગયો. મુડદું ત્યાંનું ત્યાંજ પડી રહ્યું. થોડી વારે એકી સાથે ચાર પાંચ સિંહની ગર્જના સાંભળી હું થરથરી ઉઠ્યો. પણ સિંહ કયાંથી હોય? સરદાર અને તેના સાથીઓ એવી તો આબાદ રીતે સિંહ ગર્જનાની નકલ કરતા હતા કે એ કોઇ માણસો બોલતા હશે તે હું સમજી પણ ન શક્યો. એ લોકોની આ નકલ કરવાની કલા જોઇ મને ઘણો આનંદ અને આશ્ચર્ય ઉપજ્યાં.

આ સિંહનો શિકાર કર્યો ત્યારથી આ પ્રદેશના માસારા સીદીઓ તો મને દેવજ માનવા લાગ્યા. મારે માટે પાણીછાણી લાવવાનું, લાકડાં બળતણ આણી આપવાનું બધુંય કામ તેઓએજ કરવા માંડયું. પણ મને તો મારી ખોવાયલી ગાડીની વાતજ સાંભર્યા કરતી હતી! ને હવે આવા નિર્જન સ્થાનમાં ઝાઝું રહેવાની મારી ઇચ્છા પણ ન હતી!

સીદી લોકોમાં ગુનાની શિક્ષા એકજ રીતે કરવામાં આવતી— અને તે મોતની. પછી ભલે ને ચોરી કરી હોય, લૂંટ કરી હોય કે ઘણો નજીવો ગુનો કર્યો હોય! હું સરદારની પરવાનગી લીધા વિના તેના રાજ્યમાં શિકાર કરવા રહ્યો હતો તે બાબત તેને મારા પર અતિશય ક્રોધ અને દ્વેષ આવી ગયો હતો; અને મને શી શિક્ષા કરવી તે પણ તેણે નક્કી કરી રાખ્યું હતું. પણ આ સિંહનો શિકાર કર્યા પછી મારો આબાદ વટ પડી ગયો ને તેણે પણ મિત્રભાવે મને અનેક રીતે મદદ કરવા માંડી. મારી

ગાડીનો કાંઇ પત્તો ન લાગ્યો અને આવા વેરાન પ્રદેશમાં કામ-ધંધા વિના તેને ખાતર ખોટી થવાનું પણ કેમ પાલવે? આથી એ સ્થાન છોડી અમે આગળ વધ્યા. રસ્તામાં કેટકેટલાં સંકટો અને આફતો વેઠવાં પડયાં, તેનું વિસ્તારથી વર્ણન કર્યે પાર આવે એવો નથી. તેનો તેજ રણુવગડાનો પ્રદેશ, તેના તેજ પાણી પીવાના રડાફૂટા, ખાવાના સાંસા અને કોઇ કોઇ વાર સાથીઓનો અસંતોષ અને સામા થઇ જવું—એ બધું તો રોજનું થઇ પડયું હતું!

મેં આમ આફ્રિકાનાં ટ્રાન્સવાલ સંસ્થાન અને ઓરેંજ નદીનું સ્વતંત્ર સંસ્થાન, નાતાલ, નોમી સરોવર, અને આ વખતે ઝાંબેસીનો જળધોધ તથા માકોલોલો અને બાતોકાનો પ્રદેશ–એ બધું મળી એકંદર લગભગ ૧૫૦૦૦ માઇલનો પ્રવાસ કર્યો છે, ને હવે થોડો આરામ લેવા ધારૂં છું.

નાતાલ પાછા ફરતી વખતે જૂના સ્નેહીમિત્રોની મેમાન-ગીરી ભોગવતાં શરીર પાછું ટટાર થઈ ગયું, આમ લાંબા પ્રવાસને અંતે હું નાતાલ આવી ગયો. વળી અહીં આવતા પહેલાં બે મહિના અગાઉ મારી ખોવાયલી ગાડી અને તેની સાથેનાં માણસો પણ આવી ચૂકયાં હતાં. પ્રભુનો જેટલો પાડ માનું એટલો ઓછો!

મારી સાથે આજ કેટલાંક વરસથી જે બધા સીદી નોકરો કામ કરતા હતા તે હોંશિયાર, મહેનતુ અને બુદ્ધિશાળી હતા. એ લોકો દેખાવે કાળા અને કદરૂપા, પરંતુ–તેમના કદરૂપા શરીરમાં સરળ હૃદય રહેલું છે, તેનો મને અનેક વાર અનેક રીતે પરિચય થયો છે. સત્યવાદી, વિશ્વાસુ અને મહેનતુ લોકો તરીકે એમની સેંકડો બલ્કે હજારો વાર પ્રશંસા કર્યા વિના ન ચાલે!

સીદીઓ ઘોડાની સારવાર કરવાના કામમાં બડા હોશિયાર

હોય છે. મારા ઘોડાની ઊઠવેઠનું કામ તેઓએ ઘણી કુશળતાથી પાર પાડયું છે, અને ડર્બનની ઘોડદોડની શરતમાં મારા જે બે ઘોડા એક વાર જીત્યા હતા તેમની બરદાસ મારા બે સીદી નોકરોએજ કરેલી. હું જેટલા દિવસ નાતાલમાં રહ્યો તેટલા દિવસ તેઓ મારી પાસેના પાસેજ હતા; અને હું ઇંગ્લેંડ પાછો ફર્યો, પછીજ તેઓ તેમને દેશ–સાતસો માઇલ દૂર આવેલા કાશાન પહાડ પર ચાલ્યા ગયા.

મારે હવે ચિંતા કે દુઃખ જેવું કાંઇ રહ્યુંજ નહિ. કેમકે તંદુરસ્ત સ્થિતિમાં આફ્રિકા આવી કેવળ શિકાર, પ્રવાસ અને હાડમારી વેઠીને પણ પુષ્કળ દ્રવ્ય કમાયો હતો. આફ્રિકાથી શિકારને લગતી તેમજ બીજી અનેક ચીજો જે હું ભેગી કરી લાવ્યો હતો તે જોઇ મારા દેશના લોકો પણ સૌ વિસ્મયમાં પડી જતા હતા.

આ સ્થળે મારી આફ્રિકાની શિકારયાત્રાનો હેવાલ ખલાસ થાય છે. અલબત્ત, આફ્રિકા જેવા વિશાળ ખંડની કેટલીક અદ્‌ભુત જોવાલાયક જગ્યાઓ હજી રહી ગઇ છે, પણ તેની તપાસ તો બનશે તો એકાદ ભવિષ્યના કોઇક સાહસિકને કરવીજ પડશે ને?

લાંબે વખતે જે દિવસે ઇંગ્લેંડની ભૂમિમાં હું પાછો ફર્યો, તે દિવસે માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ અને ભક્તિથી ગદ્‌ગદ્‌ હૃદયે પ્રભુની કૃપાની મેં સ્તુતિ કરી; કારણ કે તેનીજ કૃપાથી હું આફ્રિકાના રેતાળ રણુવગડાના અંધારિયા મુલકમાંથી મારી માતૃભૂમિમાં સહીસલામત પાછો આવી શકયો છું.

**સ મા પ્ત**

ગાંડીવની કુમારમાળા: ૪–૫

# ગેબી સૃષ્ટિ



માણસની ઉત્પત્તિ વાંદરામાંથી થઇ એમ મનાય છે. અને એક પછી એક કેવી રીતે ને કયા કયા રૂપ મારફત એ બન્યું તેની સાંકળ પંડિતોએ ગોઠવી છે. પણ એ સાંકળમાં કેટલાક અંકોડા ખૂટે છે. એ ખૂટતા અંકોડા—પ્રાણીઓની કોઇ નવી જ ગેબી સૃષ્ટિ દુનિયામાં એક ઠેકાણે સાંપડે છે. પણ તે ઇતિહાસ દુનિયાને આપવા માટે ચાર સાહસિક વીરો કેવાં કેવાં સંકટો વેઠે છે તેની આ કહાણી જગવિખ્યાત નવલલેખક સર કોનન ડોઇલે લખી છે, અને ઘણી જ રસભરી છે.

કિંમત ૨–૦–૦

પોસ્ટેજ જુદું

ગાંડીવ